# ગઝલમાં ગાથા

: લેખક :

"હૃદયયોગી"

# અજોડ અભિપ્રાય

## અશો જરથુશ્તને ગીતાંજલિ

: લેખક :

અમૃત એમ. શાહ

“ હૃદયયોગી ”



સિંધના વડા દસ્તુરજી સાહેબ

શમ્સ-ઉલ-ઓલમા

ડૉ. માણેકજી નસરવાનજી ધાલા

એમ. એ; પીએચ. ડી; લીટ, ડી.

—: લખે છે કે :—

“ગઝલમાં ગાથા”ના જાણીતા રચનાર “ હૃદયયોગી ” હાલ “અશો જરથુસ્તને ગીતાંજલિ” નામનું પુસ્તક પ્રગટ કરી આપણા કોમનાં કીમયાબ ભક્તિમય સાહિત્યમાં આવકારદાયક ઉમેરો કરે છે. નજદિક આવતા ફ્રવર્દેગામના પવિત્ર હીંગામ ઉપર વાંચવા, મનન કરવા તથા ભેટ આપવા માટે આ લાયક પુસ્તક છે.”

કિંમત બે રૂપિયા

: ઠેકાણું :

જયંતીલાલ એ. શાહ

રાજામહેતાની પોળ, બ્રહ્મપુરી, ૧૦૮૬.

અમદાવાદ.

# ગઝલમાં ગાથા

લેખક :

(સ્વર્ગવાસી) અમૃત એમ. શાહ
તે :
" હૃદયયોગી. "
( મહેમદાવાદ )



આવૃત્તિ પહેલી. સને ૧૯૨૫. . . આવૃત્તિ બીજી. સને ૧૯૪૧.



કિંમત રૂા. ૨-૦-૦

: પ્રકાશક :

જયંતીલાલ અમૃતલાલ શાહ.

ભોયવાડા પોળ, ધોબી સ્ટ્રીટ,

કાલુપુર . . . અમદાવાદ.



" ગઝલમાં ગાથા " તથા

" અશો જરથુશ્ત્રને ગીતાંજલી "

નાં પુસ્તકો મલવાનાં ઠેકાણાં :—

| | |
|---|---|
| જયંતીલાલ અ. શાહ | મેહેરજી મા. ભાઠેના |
| રાજામહેતાની પોળ, [illegible] ૧૦૮૧ | ચીચ પોકલી, મારાં કેમીકલ વર્કસ. |
| કાલુપુર, અમદાવાદ. | પરેલ, મુંબઇ ૧૨. (ફો. નં. ૪૧૦૦૭) |

( મુંબઈ ખાતેથી બુકો ઘેર બેઠાં ૪૧૭૭૭ ફોન કરવાથી મલી શકશે. )

: મુદ્રક :

મણિલાલ કલ્યાણદાસ પટેલ

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ

પાંચકુવા દરવાજા, અમદાવાદ.

# અર્પણ પત્રિકા

આ પાક ગાથા વાણી કાવ્યના કિંમતી પુસ્તકને મ્હારા મરહુમ પિતા અમૃત. એમ. શાહ તે "હૃદયયોગી" ના મરહુમ વ્હાલા મિત્ર શેઠ પેસ્તનજી રતનજી કેરાંવાળાને પોતાના જીવન દરમ્યાનના અનેક કિંમતી સદ્ગુણોથી આકર્ષાઈને ઘણા ભાવ-પ્રેમ અને સાચી પ્રીતીની સાથે તેઓ શ્રીના રૂહને પાક પરવરદેગાર અચળ શાન્તિ અક્ષે તેવી યાચના સહિત માંન પુવક અર્પણ કરૂં છું.

ભોયવાડા પોળ
ધોબી સ્ટ્રીટ
કાલુપુર
તા. ૧-૬-૧૯૪૧

અદના સેવક:
**જયંતીલાલ એ. શાહ.**
**અમદાવાદ.**

# સુધારે તે જીવન ભવને

( ગઝલ )

૧

અમારી મુક્તિને માટે, અશોઈ રાહ એક જ છે;
સ્વધર્મે જીતવા માટે; નિભાવો આપ ટેક જ તે.

૨

તમો છો રાહબર સાચા;
અમોને હોરમજદ પોતે.
નમન કોટી અમારાં છે, જીવન જીતાવતા જ્યોત્તે

૩

સકળને પ્રેરતા ભકિત:—
અને શકિત તણા દાતા.
મહા રહેમી અહુરા છો:– અમારા જી પીતા–માતા.

૪

મિનોઈ ત્રણ ફરમાનો,
હોજો હાંસેલ અમો સૌને.
'હુમત,–હુખ્ત,' 'હવર્સ્ત' વ્હાલા "સુધારે તે જીવનભવને"

"હૃદયયોગી"

# મરહુમશેઠ પેસ્તનજી રતનજી કેરાંવાળાનું જીવનચરિત્ર

આ સ્થાને રજુ કરતાં મ્હને બેહદ હર્ષ થાય છે કેમકે એઓ-શ્રીનાં નેક પગલે દરેક વાંચક ભાઇ બહેનોએ ચાલવાથી; તેમજ તેવા અમૂલ્ય સદ્‌ગુણો પોતપોતાનાં જીવન વ્યવહારમાં ઉતારવાથી, જીંદગીની કિંમતી પળોની સાચી કદર થતાં સંસારીક અનેક આફતોથી બચી શકાય. હું ઇચ્છું છું કે માલેક સૌને તેવાં બનાવે. કે જેથી કરી સૌ કોનાં જીવન ધન્ય લેખાય. તથાસ્તુ!

મરહુમનો જન્મ સુરત ખાતે સને ૧૮૪૭ના ફેબ્રુઆરી માસમાં એક સાધારણ વર્ગના વેપારી કુટુંબમાં થયો હતો. તેઓશ્રીએ જમાનાના પ્રમાણમાં ઈંગ્રેજી ત્રણેક ચોપડીનું જ્ઞાન મેળવી રેલ્વેમાં ઘણુજ જુજ પગારથી જોડાયા હતા. તેઓ ચાલુ ખંત અને ભારે કાળજીથી પોતાની ફરજ બજાવતા હોવાથી એક અમલદાર થઇ શક્યા હતા. મરહુમે લગભગ ૪૫] વરસ નોકરી કરેલ હતી. જેના પરિણામમાં પોતાના અધિકારી વર્ગનો તેમજ તાબાનો સારો ચાહ અને માન મેળવી શક્યા હતા. પોતાની જીંદગી "Plain Living and High-Thinking" એ ધોરણ પર રચી હતી. પોતે સ્વભાવે ઘણા જ શાન્ત અને નમ્ર હતા. કોઇ પર પડતું દુ:ખ પોતાને માનતા અને છુપી સખાવતોમાં માનતા હોવાથી તેને તે પ્રમાણે મદદ કરવાને ચૂકતા નહી.

મરહુમ વિદ્યાદેવીના ચૂસ્ત તેમજ સાચા પુજારિ હતા. એવણુને ઉત્તમ પ્રકારના વાંચનનો ઘણો ભારી શોખ હતો, જેને તેઓએ જીંદગીના છેડા સુધી ચાલુ જ રાખ્યો હતો. કોઇ કોઈ વખત કોઈ પુછતું કે: "આટલી વૃદ્ધ ઉમરે આટલું બધું વાંચવું અને સમજવું શા માટે? ત્યારે મ્હોઢું મલકાવી કહેતા હતા કે મેળવેલું જ્ઞાન કોઇ પણ વખતે કામનું જ છે. કાંઇ નકામું જવાનું નથી."

પોતાની આખી જીંદગીની નેમ કે જેને પોતે ઘણાં સુખ અને આનંદની જ ચીજ માનતા તે એ જ હતી કે:—વખતને બીલકુલ નકામો નહી જવા દેતાં કાંઈનું કાંઈ બી ઉત્તમ પ્રકારનું વાંચવું, વંચાવવું, સમજવું અને બીજાંઓને સમજાવવું. પોતાના બહોળાં વાંચનના અનુભવથી ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું અને પોતાના કુટુંબીઓને પોતે આપતા ગયા છે.

એઓનુ મરણ સને ૧૯૨૩ ડીસેમ્બરની તા. ૯મીએ થયું હતું.

આપણે સૌ દુવા ગુઝારીશું કે એ મરહુમના રૂહને પાક પરવરદેગાર ઘણી ઉત્તમ જગા સાથે શાન્તિ બક્ષે. આમીન ! આમીન ! ! આમીન ! ! !

હૃદય મન્દિર
મહેમદાવાદ
તા. ૧–૧૦–૨૫

લી. તેઓનો સ્નેહાધિન મિત્ર
અમૃત એમ. શાહ. તે:—
"હૃદયયોગી"



# સાંકળીયું.

---

## શુદ્ધિપત્રક

| પાનુ | બાબત | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૦ | ફુટનોટ | ૪થી | friests | priests |
| ૪૨ | " | ૩જી | beneficient | beneficent |
| " | " | ૫મી | Acteivism | Activism |
| ૬૪ | " | ૫મી | O | a |
| " | " | ૯મી | 60/30+39 | 60/30+34 |
| " | " | ૬/૭ | Let heaven | Let the heave |
| ૭૮ | " | ૨જી | heathensdo | heathens do |
| ૯૭ | ફકરો ૧૨મો | ૧લી | તુરાની ફ્યાન | તુરાની ફ્રયાન |
| ૧૮૮ | જાડા અક્ષરો | ૯/૧૦ | જ્ઞાનવર્ધક વગરે | પાના ૧૮૯ને મઠાલે વાંચો. |



શિખવતો નેકી ને બન્દગી, સરસ આથી ખરો શુભકર !
નમન કોટી તને રહેબર, 'અહો જરથોશ્ત પયગમ્બર !'

"હૃદયયોગી"

# "મહાન હજરત પયગમ્બર અષો જરથુશ્ત સાહેબની સેવામાં."

## ગઝલ.

અષો જરથુશ્ત પયગંબર; અમારો તુંજ માલીક છે!
રહમ દાતા સદા ત્હારી; શિખામણ શુદ્ધ બારીક છે!
દેખાડી ત્હેં અજબ રોશ્ની; અમો જરથોસ્તીઓ સૌને!
સખુનો રાસ્તીના દેઇ; સફળ કીધો જીવન ભવને!
રમત મિનોઈ છે ત્હારી, અતિ "ગાથા" વિષે જોઈ!
નમન કોટી ત્હને વ્હાલા! પહોંચી ના શકે કોઇ!
સમજ ત્હેં સત્યની પાડી, અને હા! નેકી શિખવાડી!
રટણ ત્હારૂ અમોને હો; પિવાડી જ્ઞાનની પ્યાલી!
વામીએ સંકટો ભારી; અમોને રહેમ છે ત્હારી!
ન હિંમત કોઈની કરતા; અમારી હામ તૂં ભારી!
જીવન જીતાવવા કાજે; કલામો કિમતી કીધી!
બીકટ રસ્તા છતાં વ્હાલા; સરળતા ખૂબ ત્હેં દીધી!
લીયે સો આફતો ખેંચી; અજબ જ્યોતિ કિરણ ફેંકી!
મોહક આ [1]વાડીમાં વ્હાલા;! [2]રિપૂ સો નાખતો છેદી!
રીઝાવા પાક પયગંબર; નમન જરથુશ્ત છે તમને!
આશક હા! આપનાં સોકોઃ નિરંતર રક્ષતા અમને!

લેખક.

"હૃદયયોગી." અમૃત.

---

(૧) મોહકવાડી=મોહ ભર્યો સંસાર. (૨) રિપૂ=શત્રુ; જેવા માયા, મોહ, મમતા, ક્રોધ; વીગેરે.

# પ્રકાશકનું નિવેદન

મારા મરહુમ પીતાજી શ્રી અમૃત એમ. શાહ તે "હૃદયયોગી" ની બનાવેલ "ગઝલમાં ગાથા"ની બીજી આવૃત્તિ બ્હાર પાડતાં મને ઘણો આનંદ થાય છે. મરહુમે પ્રથમ આજ પુસ્તક સને ૧૯૨૫માં બ્હાર પાડેલ જેની દરેક પ્રતો જરથોસ્તી ભાઈઓએ પ્રશંસા સાથે ઉપાડી લીધી હતી. ફરી "ગઝલમાં ગાથા"ની માગણી મારા પીતાની હયાતીમાં ઘણી થએલ પરંતુ ગરીબ સાહિત્યના પુજારી બહાર લાવી શકયા નહિ.

મરહુમ "હૃદયયોગી" વરસો થયાં ચાલુ ભક્તિભાવ ભર્યા કિંમતી કાવ્યો લખતા. તેઓ તા. ૧૮ મે ૧૯૩૯માં અમદાવાદ ખાતે ૪૬ વર્ષની વયે ગુજર પામ્યા છે. લાંબા સમયથી શ્રી "હૃદયયોગી"ની દેહ લથડતી જ ચાલતી હતી, તે છતાં પોતાનાથી બન્યું ત્યાં સુધી તેઓ સાહિત્યની અમર સેવા નિયમીત રીતે બજાવતા રહ્યા હતા. પયગમ્બર અશોજરથોસ્તની સ્તુતિ કાવ્યોનું ઘણું કિંમતી અને એવું બહોળું સાહિત્ય મરહુમ પારસી કોમને આપી ગયા છે કે જેથી તેમનું નામ પારસી સાહિત્ય સાથે અમર રીતે જોડાઈ ગયું છે.

ગઝલમાં ગાથાની પહેલી આવૃત્તિમાં આવી ગયેલો "દીબાચો", તથા મરહુમ "હૃદયયોગી"ના "બે બોલ" ફરી આ નવી આવૃત્તિમાં આપ્યા છે. "રાહઈમ" જાળવવાને માટે ગઝલોમાં થોડાક શબ્દોનો ફેરફાર કર્યો છે; વધારામાં મારા મરહુમ પીતાજીનાં એક જુના મિત્ર જેવણ "તુષ્ના મઈતિશ વહિસ્તા"નાં તખલ્લુસ હેથળ વધારે જાણીતા છે તેવણ તરફથી દરેક ફકરા નીચે "ફુટનોટો" આપવામાં આવી છે,

એવું બતાવવાને કે ગાથામાં જણાવેલાં ઘણાંક શિક્ષણો **બીજા** ધર્મોનાં ધર્મ પુસ્તકોમાંથી પણ મલી આવે છે. આ ખરેખર ઘણી મહેનતનું કાંમ છે પરંતુ ભલાં વાંચક વર્ગને તે વધારે પ્રેરણા રૂપ થઇ પડે તો લીધેલી મહેનતનો બદલો મલી રહેવા બરાબર ગણાશે. વળી મરહુમ વિદ્વાન એરવદ કાવસજી કાંગાના તરજુમાથી જુદા પડતાં કેટલાક ફકરાઓનાં તરજુમાઓ જે બીજા વિદ્વાનોએ કીધા છે તે પણ સરખામણીને માટે "ફુટનોટ"માં બતાવ્યા છે. આ પુસ્તકમાં આપેલી ફુટનોટોમાં, જે ધર્મ પુસ્તકોમાંથી ફકરાઓ ચુંટયા છે તેમજ જે વિદ્વાન લખનારાઓનાં પુસ્તકોમાંથી પસંદ કીધેલા ફકરાઓ ટાંકયાં છે, તે સઘળા સાહેબોનો અંતઃકરણ પુર્વક આભાર માનીએ છીએ, કેમકે તેઓની મહેનતનાં આધારેજ આ પુસ્તકને રસદાયક બનાવી શકાયું છે. આ રીતે પારસી કોમનાં જીજ્ઞાસુઓની અમારા તરફથી કાંઇ સેવા બજાવી શકાતી હોય તો આ બીજી આવૃત્તિને જો સારો આવકાર મલશે તો તેને માટે અમને પરમ સંતોષ હાંસેલ થશે. છેવટે મારા જેવા પરકોમી ગરીબ પ્રકાશકે, જે ખંતથી આ મોહટી મેહનતનું કાર્ય ઉપાડયું છે, તેનો બદલો ભલાં જરથોસ્તી ભાઈ બહેનો એક એક નકલ ખરીદીને વાળી આપશે એવી નમ્રતાપુર્વક અરજ છે.

| | |
|---|---|
| ભોયવાડા પોળ. | જરથોસ્તી આલમનો અદના સેવક. |
| ધોબી સ્ટ્રીટ, કાલુપુર. | **જયંતીલાલ અમૃતલાલ શાહ.** |
| **અમદાવાદ.** | ( મહેમદાવાદ વાળા ) |

# પુસ્તક સાથ પહેલી પિછાણ. (પહેલી આવૃત્તિ)

સાહિત્ય ક્ષેત્રમાં મ્હારા આ મિત્ર રા૦ અમૃત. એમ. શાહ ઉર્ફે "હૃદયયોગી"નું નામ અંજાણ નથી. વર્ષો થયાં પારસી તેમજ હિંદુ મેગેઝીનોમાં કવિ તરીકે સેવા કરતા આ ભાઈ હાલમાં પુસ્તકના રૂપે બ્હાર પડે છે. આજસુધી હિંદુ કલમકસોને કિંવા કવિઓને મેં પારકા ધર્મ પર આટલી બધી ફીદાગીરી પામેલા ભાઈ "હૃદય-યોગી" પેઠે જોયા નહોતા, અને તે પણ શ્રી ગાથા જેવી પવિત્ર અને અતિ બિકટ બાબતપર આજે જ્યાં પારસી ધર્મના અભ્યાસીઓ પણ પોતાની કલમ ચલાવી શકયા નથી તેજ બાબત પર એક પરકોમી લેખક બંધૂ કલમ ચલાવે એ પારસી કોમને મગરૂર થવા જોગ છે.

પ્રાચીન સમયમાં—જે વેળા પ્રેસ નહોતાં, તે વેળા કવિઓની કિંમત બહુ કિંમતી ગણાતી હતી, કેમકે તે વેળા કવેતનાં પુસ્તકો જવલ્લેજ મળી આવતાં અને આથી જેના બાપદાદા વર્ષોથી કવેત બોલવાનું કામ કરતા હતા, તેમના જ પેઢિદારો શિવાય બીજાં કોઈ પણ કવિતા બોલી જાણતાં નહોતાં; હું કાંઈ અવસ્તા અભ્યાસી નથી પણ પારસી ધર્મના એક અભ્યાસી તરીકે હું આટલું જાણું છું કે, આપણાં ગાથા એ "પ્રોઝ" નહી પણ કવિતા કિંવા ગાયન રૂપેજ છે; અને જો હું ભૂલની ન હોઉં તો મને યાદ છે કે જ્યારે મહાન્ હજ-રત જરથુસ્ત પેગામ્બરે પોતાના રચેલા એ ગાથા પોતાના બૂલંદ અવાજે ગાયા હતા, ત્યારે સરોષ જેવા બળવાન અમશાસ્પંદ નીચે ઉતરી આવ્યા હતા અને આ ઉપરથી મજકુર ગાથામાં કેટલી પવિ-ત્રતા હશે અને કેટલી આકર્ષક શક્તિ હશે તેનો તોલ તો આ પુસ્ત-કનાં વાંચનારને જ કરવાનો છે.

"પ્રોઝ" કરતાં પોએત્રી યાને કવિતા ઝટ મોંએ થઈ શકે છે. એતો જાણીતી વાત છે; અને તેથી પ્રાચીન સમયના હિંદના જોગીઓ

ઘરમાં બેસી મોટી સંખ્યામાં કવિતા મોંએ કરી શુભ પ્રસંગે મોટી રકમ ભેગી કરતા હતા, અને તેની એક યાદ આજે આપણુને બ્હાર ફરતા સારંગિ વજાડનારાઓ આપે છે. તેઓ લખવાનું કે વાંચવાનું કશુંએ જાણુતા નથી; છતાં આગળ આપણે વાંચી આવ્યાં તે મુજબ પેઢી દર પેઢી આમ વંશપરંપરાથી પોતાના બાપદાદા ગાતા આવેલા ગાયનો તેમના જ મોંએ સાંભળેલાં તેઓ સંભારી રાખતા હતા; આવી રીતી જો પારસી કોમ અખત્યાર કરેતો આપણે ભવિષ્યના ભિત્તરમાં એક શુભ પગલું લેખાશે, કેમકે ખુદા ન કરે અને કાળના કુહાડાથી પારસી મહઝબનાં દફતરો પારસી કોમ એક સમયની પેઠે ફરી ગૂમાવી બેસે, તો એ ગાથારૂપી ગાયન જો આપણે મોંએ કરીશું તો તે કદી ગૂમ થવાનાં નથી, તેમજ ચોર અને લૂટારાઓથી છિનવી લેવાવાનાં નથી; અને આ રીતે આપણે આપણા પાક મહઝબને સાચવી રાખવા પાછળથી ફાવતી જોગવાઇએ તે જ મોંએ કરેલી કવિતારૂપ ગાથા પુસ્તકના રૂપમાં પ્રગટ કરી પારસી મહઝબનો ઝળકતો વાવટો સદા માટે ઝળકતો ને ફરકતો જ રાખી શકીશું, અને એટલા જ માટે ભાઈ "હૃદયયોગી" નાં આય પુસ્તકને હું પારસી કોમ માટે આવકારદાયક લેખું છું.

આપણા પવિત્ર ગાથાનું ગુજરાતી ભાષાંન્તર પ્રસિદ્ધ મરહુમ અભ્યાસી એરવદ કાવસજી એદલજી કાંગાએ કર્યું છે, અને એમ છતાં એ જ ગાથાને કવેતમાં રચવાનું શું કામ પડયું ? એમ પ્રશ્ન કવચિત્ થવા પામે, તે સ્વભાવિક વાત હોઇ ખોલાસો કરૂં છું કે આપણે આગળ વાંચી ગયાં તેમ તે ભાષાંત્તર "પ્રોઝ" માં હોઈ આપણી સ્મરણુ શક્તિમાં જલદી ઉતરે એ બનવા જોગ છે; મગર એના બદલે જો પોએત્રીમાં તે ગાથા હોય તો તે આપણા મગજમાં ઝટ ઉતરી શકે; અને તે જ શુભ હેતુથી આ પુસ્તકને ભાઈ "હૃદયયોગી" એ જન્મ આપ્યો છે; અને તે ખચ્ચીત જ વધાવી લેવા જોગ જ છે. પારસી કોમના ઘરોમાં નાટકી અને હવસાઈ ગાયનો ગવાય, અને

જાહેર મેળાવડાઓમાં પણ તેવાંજ ગાયનોનો ઉપયોગ થાય, તેના કરતાં આ મહાન્ મહેનતથી કવેતમાં રચેલા પવિત્ર ગાથા જો પારસી કોમનાં હરેક ઘરોમાં ગવાય તો કેવું સારૂં ? કેમકે તેમ કરવાથી બે શુભ હેતુઓ સચવાય છે. એકતો હલકી જાતનાં ગાયનોનો તદ્દન વપરાશ કમી થતાં પાક મહઝબનાં કલામો ગવાતાં ઉછળતાં બાળકો પણ બચપણથી જ ધર્મના સાચા હેતુ સમજતાં થશે, અને તેઓમાંના ઉચા સંસ્કારોની છાપ પડવે ભાવિ જીવન અતિ તેજસ્વી બનશે.

પાક ગાથાની કિંમત માટે ઇસારો કરતાં ડો. હાઉગ કહે છે કેઃ—

" The Gathas were beleaved to Contain all that has been revealed to Spitama Zarathushtra that he learnt them from the Choir of tha aerialangels, who soar them to his *Mentals cars when* in a state of ecstasy; *his Mind was raised to heaven.* "

ડૉ. હાઉગના ઉપલા ઇસારાથી આટલુ તો સિદ્ધ થાય છે કેઃ-- ગાથા એ કંઈ ખાકી ગાયનતો નથી જ પરંતુ સ્પિતમાન જરથુસ્તને તેમના એકાન્ત વાસ દરમ્યાન અહુરમજદ તરફથી મળેલા ગૂઢજ્ઞાનનો ખુદ જરથુસ્તે લખેલા " ડાયરેકટ " શબ્દો છે. અને જો ગાથા જરથુસ્તના ગવાયલા જેવા ન હોત તો અવસ્તામાં તેની નોંધ કદી મળત નહી પરંતુ " સરોષ યસ્ત વડી રાતની " નો તરજુમો કરતાં મરહુમ એરવદ કાંગા ખુલ્લુ લખે છે કેઃ—

........." પવિત્ર અશો સરોષ.........જેણે.........પહેલ વહેલા અશો સ્પીતમાન જરથુસ્ત (સાહેબ )ના જે પાંચ ગાથા ( તેઓને ) બેત, ફકરાઓ તથા ( તેઓની ) સરેહ સુદ્ધાં તથા પુરશેષ પાસુખ સુદ્ધાં ગાયા. "

ગાયનો કે કવિતાઓ હમેશાં તેની પદ્ધતિસર રાગણીમાં ગવાય છે જેવા કેઃ—ભેરવિ, કાફિ સારંગ, ત્રિકાલ, ઇત્યાદિ, એ જ રીતે

આપણા પાક ગાથા ભણવાની પણ રીત છે, અને તેની સમજ ડૉ. હાઉગ નીચે મુજબ આપતાં લખે છે કેઃ—

There are three expressions used for the recital of the Sacred texts.

(1) MAR to recite ( મર=ભણવુ. જેમ બ્રહ્માણો રૂગવેદ ભણે છે તેમ )

(2) FRAMNU to recite with a low tone,
( ફ્રમ્રુ=ધીમે અવાજે ભણવું, જેમ બ્રહ્મણો અજુરવેદ ભણે છે તેમ. )

(3) FRASRAVY to recite with a loud voice and observing musical accents; Frasravay is the solemn recital in the irom of a very simple tune, comparable to the way of singing the Sam-Veda by the Brahmins, This expression is preeminently applied to the Gathas
(ફ્રસાવ્ય=મોટે સાદે ભણવું. આ અવાજ ઘણો ગંભીર હોય છે, જે અવાજ શામવેદના હિંદુ ભણતરને લગભગ મળતું આવે છે. "

ડૉ. હાઉગના ઉપલા ખુલાસાને મળતો બીજો ખુલાસો આપણા અવસ્તામાંથી મરહુમ એરવદ કાંગાની સરેહ સાથનો મળે છે તે આ છે કેઃ—

એ ( ગાથા ) બંદગી કવિતારૂપમાં ત્રણ પદ અથવા બેતની બનેલી છે. અહુનવરને બરાબર સમજીને તથા બીજું કાંઇ વચમાં બોલ્યા વગર તથા કોઇબી પદ મુકી દીધા વગર ગાયનની ઢબમાં જે સખ્સ ભણે તેને ૧૦૦ ગાથા ગાઇને ભણ્યાના જેટલું સવાબ લાગે."

ગાથાની શ્રેષ્ટાઇ વિષે મ્હારે થોડું જ લખવાનું છે કેમકે આ પુસ્તકનો પ્રસ્તાવનાં મ્હારા વડીલ મીત્ર જાણીતા સોલીસીટર ભાઇશ્રી જેહાંગીર વિમાદલાલે લખ્યો છે, અને એક પ્રસ્તાવના લખનાર

તરીકે ભાઇ વિમાદલાલને શિર આ પુસ્તકની ટુંક પિછાણુની ફરજ મેં મુકી છે; એટલે વધુ પિંજણુ નહી કરતાં મ્હારા આ ગરિબ, પણ ભલા અને સાદા મીત્ર રા૦ અમૃત૦ એમ૦ શાહને આ પુસ્તક બહાર પાડી સાહિત્યમાં એક નવુ પીંછુ ખોસવાની મહેનતમાં તેમને મુબારકબાદી આપું છું. અને ઇચ્છું છું કે ભવિષ્યમાં ભાઇશ્રી "હૃદયોગી" આજ રીતે સાહિત્યની સાચી સેવા પોતાના નવરાશની વખતે કરતા રહે!

બીજા થોડાક શબ્દો પણ લખવા એમને માટે વ્યર્થ જશે નહિ અને તે આ કે—"હૃદયયોગી" જેવા ટુંક પગારના લેખકોને સાહિત્ય શોખીનો તરફથી—ખાસ કરી પારસીઓ તરફથી સારો ટેકો મળવો જરૂરી છે, કેમકે આપણા મહઝબને ખાતર આ પરકોમી ઉલ્લટમંદ લેખકે પોતાની મહેનતની સાથે અવકાસનો ભોગ આપ્યો છે, અને એ મહેનતના ભોગનો બદલો પ્રત્યેક જરથોસ્તીઓએ આ પુસ્તકને સારો જેવો ટેકો આપી—ખરિદીને આપવો જોઇએ જ.

મારા સાંભળવા પ્રમાણે ભાઈ "હૃદયયોગી" એક બીજું પણ પુસ્તક બહાર પાડવાની ઇચ્છા ધરાવે છે. પરંતુ તેઓના જેવા ટુંક પગારના લેખકો એ કામ એકલા હાથે ઉપાડી શકે એમ નથી. અને એટલા જ માટે આ તકે હું હિંદુ તેમજ પારસી શ્રીમંતોનું ધ્યાન ખેંચું છું.

"હૃદયયોગી"નો આ પ્રયાસ અતિ ઉત્તમ પ્રકારનો છે. અને તેથી જ સાહિત્ય શોખીનોએ તેમજ જરથોસ્તી ધર્મચુસ્ત કોમે તેમને જરૂર જ ટેકો આપવો જોઇએ. લખતાં મને ખુશાલી પેદા થાય છે કે આ ગાથાનું પુસ્તક મીઠા સ્વરોમાં ગોઠવાયું છે; તેટલું જ વળી સાદી અને સરળ એબારતમાં રચાયલું હોઈ કુળ જરથોસ્તી કોમ ઉપરાંત ગમે તે જાત કે પ્રજા આ ઉમદા પુસ્તકનો જરૂર સહુ ઉપયોગ કરી શકશે એટલું જ નહી પણ પોતાનાં બાળકોને પણ તેનો ઉપયોગ કરાવી જ શકશે તેમ કહેવામાં કાંઇબી શંકા રહેતી નથી.

બાર્યાં સ્ટ્રીટ
નવસારી તા. ૧-૧૦-૨૫

લી. શુભેચ્છક બ્હેન.
"નોશાકરી પીલાં"



# દીબાચો.

(પહેલી આવૃત્તિનો)

જરથોસ્તી ધર્મશાસ્ત્રોમાં ગાથાનાં લખાણો સર્વોપરી જગ્યા ધરાવે છે. તેઓ જેમ સર્વથી પુરાણાં લખાણો ગણાય છે, તેમ તેઓ સર્વથી વધૂ માન પામેલાં અને અગત્યનાં પણ લેખાય છે મહાન પયગમ્બર સાહેબ અષો જરથુસ્તના વખતમાં જ આ ગાથા લખાયા છે એટલું જ નહી, પણ તે મધે તે અષોઈના સરદારનાં પોતાનાં ઉમદા લખાણો તથા કિમતી વચનો જળવાઈ રહેલાં છે. વળી જે ભાવિક ભક્તિ, ઉંડૂ આત્મજ્ઞાન, તથા ઉચ્ચ નીતિના ઉદ્‌ગારો આ પુરાણાં લેખમાં જાહેર થાય છે તેના સબબે તેઓ દૂન્યાનાં મહાન ધર્મશાસ્ત્રોમાં એક શ્રેષ્ટ જગ્યાને પાત્ર થાય છે.

આવી મોતેબરીને લીધે જ અવસ્તામાં પવિત્ર ગાથાને નમન કરી કહ્યું છે કે:—" નેમોવે ગાથાઓ અષઓની શ" એટલે "અય પવિત્ર ગાથા! તમોને નેમાજ હોજો!"

ગાથાની ભાષા ઘણી બીકટ છે, અને તેના અનેક તરજુમાઓ મોજૂદ છે. મરહુમ કાએલ અવસ્તા અભ્યાસી એરવદ કાવસજી એદલજી કાંગાએ ગાથાનાં પુરાતણ લેખોનો એક અતિ વિદ્વતા ભર્યો તરજુમો ગુજરાતીમાં કર્યો છે, અને તે જરથોસ્તીઓમાં ઘણો લોકપ્રિય છે. આ કાએલ ધર્માભ્યાસીએ ગાથાનાં બીકટ શ્લોકોનો બોલે બોલ તરજુમો કરી પોતાનાં ગ્રંથની કિંમતમાં વધારો કર્યો છે.

હાલમાં એક હીંદુ ભાઇએ એરવદ કાંગાના આ કિમતી તરજુમાના આધારે "ગજલમાં ગાથા" એવે નામના પુસ્તકમાં આ પુરાતણ લખાણોને ગજલના આકારમાં રજુ કર્યા છે, તે જાણી દરેક જરથોસ્તી ખુશી થયા વિના રહેશે નહિ.

ભાઈ અમૃત શાહ, કે જેઓ "હૃદયયોગી"નાં તખલ્લુસ સાથે ઘણો વખત થયો વર્તમાનપત્રોમાં ભક્તિરસભરી કવિતા લખનાર તરીકે જાણીતા છે, તેઓએ આ બીકટ કામ ઘણી કાબેલ્યતથી બજાવ્યું છે. તેઓએ ઘણી જ સહેલ અને સરળ ભાષાનો ઉપયોગ કર્યો છે, અને તેથી પારસીઓના ઘરોમાં આ પુસ્તક માનીતું થઇ પડવાનો સંભવ છે. દરેક શ્લોકનો તરજુમો ઘણી ઉત્તમ રીતે ભાઇ શાહે રજુ કર્યો છે.

ગાથા જેવાં બીકટ લખાણોને આવી સરળ રીતે, અને સહેલાઇથી સમજ પડે એવી ભાષામાં રજુ કરવા માટે એ ભાઇને ખરેજ ધન્યવાદ ઘટે છે. ગાથાનાં ભક્તિમાન લખાણો તરફના ખરા પ્રેમ વિના આ કામ બની શકે નહી, અને એક સાચ્ચો ધાર્મિક નર, પોતાનાં યા ભાઈબંધ કોમનાં, કોઇ પણ ધર્મ શાસ્ત્રની ખુબીથી આનંદ પામી તે ઉપર પ્રેમ રાખી શકે એમાં સંદેહ નથી.

ભાઇ અમૃત શાહે એક એવું ઉત્તમ લખાણ બહાર પાડયું છે કે જે ગાથામાંના કિમતી વિચારો તથા ઉદ્દ્ગારોને ઘણી ખેંચાણકારક તથા સરળ ગુજરાતીમાં રજુ કરે છે. ભાઈ અમૃત શાહની આ ફતેહમંદ કોશેષ એક ખુશાલી ભરી અજાયબી છે. કેટલાક દાખલાઓથી આ વાત ખુલી થશે.

ગાથાની શરૂઆતમાંના અવસ્તાનાં પહેલાં બે વાકયો ઉપરથી ભાઈ અમૃત શાહની સુંદર લેખણકળાનો ભાસ વાંચનારને મળે છે.

**ગજલ.**

"અશો જરથુશ્ત્રનાં ખ્યાલો, કલામો ને બધાં કામો,
દીયે બરકત સદા સૌને. બશારત પામેલાં તે છે.
અયે ગાથા પવિત્ર છો. તમુને હા નમન હો જો,
નમન હોજો, નમન હોજો ! બધાને હા કબુલ હો જો."

અર્પણતાનો આત્મિક નિયમ જરથુસ્ત્ર સાહેબે ૩૪ માંહામાં સુંદર શબ્દોમાં જાહેર કર્યો છે, તેને ભાઈ શાહે આ રીતે રજુ કર્યો છે.

## ગજલ.

" ખરે ! જે કામથી તેમ જ, સુખનથી ને સુભક્તિથી,
અમરપણુ રાસ્તી ને હકુમત, તથા આરોગ્યતા સાથે,
સહુથી પહેલાં છે અર્પણુ, મળે જે હોરમજદ હમને;
અમારા નેક નૈયતના; નમન હોજો સદા તમને."

ઉસ્તવદ ગાથાના હા ૪૩ ની શરૂઆતમાં પરમાર્થમાં જ ખરૂં સુખ સમાએલું છે તેનો જે ગાથાનો જાણીતો ફકરો " ઉશ્તા અહમાઇ યહમાઇ ઉશ્તા કહમાઇચીત્" છે, તેને ભાઈ અમૃત શાહે આ દીલખુશ શબ્દોમાં રજુ કર્યો છે.

## ગજલ.

" આબાદી વ સુખાકારી, હોજો તે શખ્સને હરદમ,
જેનાથી સુખ હા પહોંચે, બીજાને અહીયાં હરદમ."

આ બાબત નોંધવા લાયક છે કે ભાઈ શાહે ગાથાનાં વાકયે વાકયનો ભાવાર્થ જાળવી રાખવાને યત્ન કર્યો છે, અને તેમાં ઘણું દરજ્જે તેઓ ફતેહ પામ્યા છે.

" **ગઝલમાં ગાથા** "ના આ પુસ્તકને હું દરેક પારસી ઘરમાં જાળવી રાખવાને ભલામણુ કરૂં છું. તેનાં વાંચણુથી ગાથાના ઉમદા ઉદ્ગારો બહુ જોશ સાથે આપણાં મન ઉપર ઠસે છે, અને રૂડી અસર ઉપજાવે છે.

આ તારીફ લાયક કોશેષ એક હીંદુ બંધુ તરફથી થઈ છે, એ બીનાને વધુ આવકારદાયક લેખું છું. એક જ પવિત્ર આત્મા સર્વ પયદાયશમાં હાજર રહી, તેને જે બંધુત્ત્વના નતુટે એવા ગાંઠથી બાંધી રાખે છે, પાક અહુરમજદની સર્વ વ્યાપક હસ્તી તેની ઉત્પન્ન કરેલી અગણીત વસ્તુઓને એક બનાવી કુલ પયદા થયલી હસ્તીને જે ભાતૃભાવની મજબુત સાંકળથી જકડી લીએ છે, તે ભાઈબંધી

તથા ઐકયત્તા અનુભવવાનો એક રસ્તો બીજી કોમના આપણા ભાઈ બંધોનાં ધર્મ શાસ્ત્રોનો નમ્રતાપૂર્વક અભ્યાસ કરવાનો છે. ખરાધર્મના જે અચળ નિયમો છે તે દરેક ધર્મ શાસ્ત્રોમાં પ્રકાશે છે, અને ગાથા તથા ગીતા, કોરાન તથા બાઈબલ, ચોક્કસ પ્રજાને માટે જ નહી, પણ સર્વે મનુષ્ય જાતનાં કલ્યાણ તથા ઉન્નતિ માટે રચાયાં છે. ન્યાત જાતના ફરકો જો બંધુત્ત્વની ઉમદા ઐશ્વરી લાગણીમાં ખલલ કરતાં હોય તો તેઓ ખરે જ નુકશાનકારક છે, અને દુન્યાની સૂલેહ તથા માણસ જાતની શાન્તિને ખાતર શારિરીક તથા નૈત્તિક ફરકોને દૂર કરવા સારૂ, એક બીજાનાં ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ કરી, કુલ માણસ જાતની ખુશાળી પયદા કરનારી ભાઇબંધી અંતરમાં પીછાનવાની દરેક માણસની પવિત્ર ફરજ છે. ભાઇ અમૃત શાહે આ ફરજ પોતા માટે બજાવી છે, એટલું જ નહી પણ બીજાઓને તે બજાવવામાં મદદ કરી છે, જે માટે તેઓ ઉપર સર્વે પયદાશના એકજ પિતા મહાન અહુરમજદના આશિર્વાદ ખરેજ ઉતરશે!

ભાઇ શાહનો શુભ દાખલો લેઇ બીજા ભાઇઓ પણ દુન્યાનાં મોટાં ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ કરી ભાઇબંધીના ફેલાવામાં પોતાનો હીસ્સો આપે તો આ જગત્તમાં કુલ પયદાશની ખૂદાઈ ખુશાળી તથા પરમાત્માની શાન્તિ ભોગવવાને સર્વે કોઈ ભાગ્યશાળી થાય! આ સુભાગ્ય જલ્દીથી પ્રાપ્ત થાય એ જ દુવા છે!

**જેહાંગીર જમશેદજી વીમાદલાલ**

---



# બે બોલ.

**સાહિત્ય** જેવા વિશાળ ક્ષેત્રમાં આજે મ્હારી પહેલી સફર શરૂ થાય છે, અને તે વળી હું જાતે એક હિંદુ હોવા છતાં, આ જરથોસ્તી મઝહબના અતી પાક અને મહાન બિકટ ગાથાના અવસ્તાને કાવ્યમાં ઉતારી જરથોસ્તી કોમની સેવામાં રજુ કરવાની અતી ધન્ય ઘડી મ્હને પ્રાપ્ત થતી હોવાથી તે બાબે જો મ્હને આજે કંઈ હર્ષ થતો હોયતો તે સ્વભાવિક જ છે.

અવસ્તાનો હું અભ્યાસી નથી, તેમજ હું કોઈ યુનિવરસીટીની ડીગ્રી પામેલ માણુસ નથી, એટલું જ નહી પણ હું કોઈ મ્હોટો સાક્ષર, વક્તા કે કવિ હોવાનો પણ દાવો ધરાવતો નથી. **માત્ર હજુ હું તો એક અભ્યાસીજ છું**, અને જો કાંઈ પણ સેવા આ પાક **"ગાથા"** જેવા જરથોસ્તી મહઝબના શાસ્ત્રને કાવ્યમાં ઉતારવાથી હું જેવા એક કમીનાથી થઈ શકશે, એમ લેખાતું હોય તો અખિલ વિશ્વના માલેક એક જ પીતા મહાન સત્તાવાન પરમાત્માનો ઘણો ઘણો હેશાન જાહેર કરી ખુશ થાઉ છું.

જરથોસ્તી મહઝબ સબંધી એટલુ જ નહી પણ ખુદ ગાથાને લગતાં ઘણાં પુસ્તકો તેના બહુ કાબેલ અભ્યાસીઓ તરફથી આ પહેલાં પ્રકટ થયલાં છે, તેઓ મારા વાંચવામાં આવતાં ખ્યાલમાં છે, પણ આ **ગાથા વાણી** જે ખાસ કાવ્યના રૂપેજ ભણવી ઘટે તેમ જરથોસ્તી મહઝબના આધારે જે કહેવાય છે, તે હેતુ સંપુર્ણ સચવાય તેવા સાધનનો અભાવ હોવાનું પણ મને બે ત્રણ વર્ષો અવલ માલુમ પડેલ અને ત્યાર બાદ વિચાર થયા કરતો કે મહાન સત્તાવાન પ્રભુ કાંઈ રહેમ કરે ને તેવું કાંઈ લખાય તો ઠીક કે જેથી તેનો સદ્‌પયોગ સર્વ કોઇ એક સરખી રીતે કરી શકે.

અલબત્ત, મ્હારે કબુલ કરવું જ જોઇએ કે "ગાથા" અતી બીકટ હોઈ તે એકદમ સર્વને તો સમજવાને મુસ્કીલ જ લાગે. તેમજ આવી મુશ્કેલી ભરી બાબતમાં ઉછળતાં અને ભણુવા જતાં બાળકો તો સહેલાઈથી રસ નજ લેઈ શકે તે પણુ તેટલુજ સ્વાભાવિક હોઈ તેને સ્હેલી અને રસિક ભાષામાં કાવ્યરૂપે રચવામાં આવે તો સ્વધર્મનાં કીમતિ સિદ્ધાતો સમજવામાં બાળકોને પણુ મૂસ્કેલી નડે નહી, એવા એક બે શુભ હેતુથીજ મ્હારી આ નમ્ર કોશીષ રજુ થાય છે, અને તે આખી ગઝલમાંજ હોવાની સાથે શરૂથી છેવટ સુધી સ્હેલી ઈબારતમાંજ ગુથવામાં આવેલ હોવાથી મ્હને મ્હારા અંતરમાં થતા હર્ષની સાથે ખાત્રી છે કે મ્હારો ઉપર વર્ણવ્યો ભલો ઉદ્દેશ કદાચ માલેકની રહેમ વડે સફળ પણુ નિવડે! અને ઉછરતા બાળકો પણુ આ મીઠા રસનાં શોખીન થાય તો તેના આ હીંદુ લખનારને ખુશાલી સહિત મગરૂરી ઉપજે તેમાં શું નવાઇ? માલેક મ્હારી તે ભલી દુવાઓ ભરી અંતરની ઈચ્છાને સફળ કરે! કે જેથી મ્હારા આ શ્રમ વડે થતી સેવાની સફળતા સમજીશ. આમીન! આમીન!! આમીન!!!

**પવિત્ર ગાથા તે જરથોશ્તી મઝહબના સ્થાપક મહાન હઝરત પયગંબર અષો જરથુશ્ત્ર સાહેબનાજ ખાસ કાવ્યરૂપે બોલવામાં આવેલા અતી કીમતિ ફરમાન રૂપ જીવન ઉદ્ધારક વચનો** છે, અને તે અમારાં હિંદુ ધર્મના ઋગ્વેદને મળતાં છે. આ ગાથાનાં શિક્ષણુ તો એક ઉંડો અને ઉચ્ચ પ્રકારના ધાર્મીક બોધની રોશ્ની ફેલાવતો અમૂલ્ય ખજાનો જ છે, એટલુંજ નહી પણુ તે પુરાતન હોવાથી સ્વધર્મના સાચાં સિદ્ધાન્તો સમજવામાં બાળકોની સાથે જુવાનો તેમજ જરથોશ્તી તમામ કોમને અતી ઉપયોગી જ્ઞાન મેળવવામાં સંગિતના મધૂરાસુરમાં જો લ્હેઝત માલુમ પડે તો કેટલુ બધું ઉત્તમ?

મહાન હઝરત પયગંબર અષો જરથુસ્ત્ર સાહેબે ફરમાવેલી આ કાવ્ય વાણીના આ **"ગઝલમાં ગાથા"** નામના મ્હારા રચ-

વામાં આવેલ પુસ્તકને મારા મરહુમ મીત્ર શેઠ પેસ્તનજી રતનજી ફેરાંવાળાના રૂહને તેજ માલેક શાન્તિ સાથે ઉત્તમ જગ્યા બક્ષો ! તેવી દુવાઓ સાથે તે મરહુમની અષોયાદ કાયમ રાખવાને ખાતર તેઓનેજ અર્પણ કરૂં છું. સબબ તેઓ પયગમ્બર જરથુસ્ત્ર સાહેબને તન મનથી ચ્હાનાર હતા, તેમજ શારદા દેવીના સાચા ઉપાશક હતા, અને પર—હિત્તમાંજ પોતાનું સુખ સમાયલું છે, તે સિદ્ધાંતના પુજક હતા. તેવા મરહુમ નરની અષોયાદમાં આજે આ મ્હારી ન્હેની વ્હેલી કોશીષ અર્પણ થતાં પ્રસિદ્ધ થતી જોઈ મને બેહદ સંતોષ થાય છે.

શરૂમાં રોશન કર્યા પ્રમાણે હું અવસ્તાનો અભ્યાસી નહી, છતાં આ કોશેષ કેમ સફળ થઈ, તે સમજવું મ્હને પણ ખરે મુશ્કેલજ જણાય છે, અને આવી સેવા બજાવવાની ધન્ય પળ મ્હને મલી તો મારા સમજવામાં તેનું માત્ર એકજ સબળ કારણ મારા મનને સંતોષવા પુરતુજ મ્હને જણાય છે ને તે આ છે કે:—

**પરમ દયાળુ મહાન સત્તાવાન પરમાત્મા પળમાં ચ્હાયતે કરી શકે છે.** તે અચળ સિદ્ધાંત અનુસાર આ બાબતમાં બનવા પામ્યુ હોય તો શક નહી, કુલ જગતની પેદાયશમાંની કોઇ પણ વ્યક્તિ વડે **તે મહાન સત્તાવાન પિતાની બક્ષેલ શક્તિ તેમજ પ્રેરણા રૂપ ફરમાન શિવાય** કાંઇ પણ બની શકતુંજ નથી, એમ મ્હારીતો એક નમ્ર પણ અડગ માન્યતા છે.

આપણને ઘણી વખત પ્રસંગો પાત સામ સામી આપસ આપસમાં વાત ચીત થતાં એમ સાંભળવામાં આવે છે કે **“ આ મેં કર્યું. ”** અને **“ તે તમે કર્યું. ”** તે કેવળ અજ્ઞાનતાજ કહેવાય, જરા ઉંડા ખ્યાલથી તપાસી જોતાં હરકોઈને સ્પષ્ટ દેખાઈજ આવશે કે એવું બકવું તે આપણી ગેર સમજનુંજ પરિણામ છે. માનવ જાતીમાં કોઇજ પુર્ણ નથી, માત્ર **એક જ મહાન સત્તાવાન માલેકજ પુર્ણ છે.** અને આપણે તો સર્વ કોઇ ચાવી વાળાં પૂતળાંઓની

રૂપેજ છીએ; તે મહાન પીતા, જેને જેમ ચાવી ફેરવે અને તે ચાવી રૂપ પ્રેરણા દ્વારા ફરમાન કરે, તેને તેજ પ્રમાણે પાઠ લેઈ આ જગત રૂપી રંગ ભૂમિના સ્ટેજપર પાઠ ભજવવાજ પડે છે, પછી તે પાઠ ભજવનાર વ્યક્તિ ભલેને હિંદુ કોમની હોય કે ગમે તે કોમની હોય, તે જોવા કે સમજવાનું કાંઈ સાચુ વિચારતાં, રહેતુ નથી, તેમ કહેવામાં શું સંદેહ? હરકોઈ કોમની કોઇ પણ વ્યક્તિની શું બિશાત છે કે તે મહાન સત્તાવાન માલેકની આજ્ઞા અને શક્તિ સિવાય કાંઇ પણ સેવા બજાવી શકે? હું માનું છું તેમ રોશન કરવાને કાંઇ જ અડચણ નથી લેખતો કે તેમ નજ બની શકે, **અરે! એક ઝાડનું પાતરૂ પણ તે મહાન તાતની પ્રેરણા વિના હાલી શકતુ નથી.** આ અટપટા પ્રશ્નની ચર્ચાને પુષ્ટિ કરતું મ્હારૂ જ એક નાનું પણ જુનું કાવ્ય મ્હને આ તકે સ્મરણ થતાં, તેને અહી જ રજુ કરી દેવા હૃદય ઉશ્કેરાય છે.

### દોહરા.

"કરતો" હું ." આ તું" કરે, એહવું કો કહેનાર!
**અલ્પ મતિ! ના જાણતાં; 'હું'–'તું' શું કરનાર?**
હોય હુકમ માલેકનો, તોજ કોથી કંઈ થાય,
**જો કાંઈ બનતું હોય તો, ગણવી તેની સ્હાય!**

કર્તા હર્તા તેજ છે, સાચો સરજન હાર!
**"હું ભૂલાં "તૂં" થાય તો! સમજો ઉતર્યા પાર!**
ધર્મ કાર્યમાં ભાવથી, જો જીવન ગૂંથાય!
ધન્ય! પળો તે જાણવી, સફર સ્હેલી આ થાય?

**સેવા વિણ જીવન અરે! જાણો જગમાં ઝેર!**
જો તેવું કંઈ થાય તો, માલેક કરતા મ્હેર!

સ્વધર્મનાં ગ્રંથો જુઓ, શું કરતાં ફરમાન!
**અલ્પસમાગમ આંહીતો, આપણ સૌ મ્હેમાન!**
સમજી તેવું જો સદા, પરહિત્ત માંહી જીવાય!
તો "**અમૃત**"ભય શું રહે? **જીવન આ જીતાય?**

કોઈ વડે જો કાંઇ પણ બનતુ હોય તો તેને મહાન સત્તાવાન તેજ માલેકનીજ કૃપાની છાયા સમજવી ઘટે છે, અને તેમજ મ્હારી આ કોશીષમાં બન્યું હોય તેમ મને તો ભાન થાય છે.

મ્હારા જેવા અલ્પ મતિવાળા માનવના શિરે આ મહાન ગંભિર આળ રૂપ નિમીત્ત તેજ મહાન સત્તાવાન દયાળુ દાતાએ ઓઢાર્યું છે, કે જે હું ઘણા વિચારોના પરિણામે પણ હજી નથીજ સમજી શકતો કે મ્હને કોઈ પણ જાતનો આ બીકટ અવસ્તાનો જરાપણ અભ્યાસ નહી છતાં મ્હારા વડે આ બિકટ કામ કેમ બને? જ્યારે આ બાબદ હું સંપુર્ણ સ્પષ્ટ રીતે અને સહેલાઇથી નથી જ સમજી શકતો ત્યારે એટલુજ માની લેઈ આ બાબતને પતાવું છું કે તે તો માત્ર એક નિમીત્ત રૂપ આળજ માલેકે મારા પર મુકયું છે, અને તે ગહનલીલા કર્તા સત્તાધિસે મ્હને પોતાને તો આ કાર્યમાં માત્ર નિમીત્ત રૂપજ બનાવ્યો છે. તો તે અલૌકિક લીલાઓ દર્શાવતા તાતે મુકેલુ આળ કયાં તક છુપું રહી શકશે?

વાંચનાર મ્હારાં તમામ ભાઇ બ્હેનોના હસ્તમાં આ મ્હારૂં રચેલ "**ગઝલમાં ગાથા**" નામક પુસ્તક રજુ થતાંની સાથે જ એક મ્હોટી અજાયબી ભર્યો પ્રશ્ન ઉપસ્થિત થયા શિવાય ભાગ્યે જ રહેશે કેઃ—**લખનાર એક હીંદુ અને અવસ્તાથી કેવળ અજ્ઞાત છતાં તેનાથી આ બીકટ કાર્ય કેમ બની શકયુ?** તેવાં મ્હારાં તમામ જરથોસ્તી મહઝબની બૂલંદી સ્હમજનાર ભાઇ બ્હેનોને હુંતો મ્હારો ઉપર દર્શાવેલજ ખુલાસો રજુ કરીશ કેઃ—ગાથાકાવ્ય લખવા પુરતી મ્હને તે મહાન સત્તાવાન પિતાએ ચાવીજ દીધેલી હતી; નહીતો બીજુ શું કહેશું?

ચાલુ ચર્ચા પતાવવાની પુષ્ટિમાં એક બીજી વાત (એક જાતના બાના રૂપ માનો કે, રૂચે તેમ સમજો.) જાહેરને રોશન કરવા રજા માંગું તો તે આ છે કેઃ—

મ્હને સાહિત્ય પરત્વે લખવા વાંચવાનો એક જાતના વ્યસન જેવો શોખ લગભગ છેલ્લાં બાર પંદર વર્ષો થયાં તો હતોજ, અને તેમાં છેલ્લાં પાંચ સાત વર્ષોથી પ્રભુની દયા વડે ઓર વધારો થવા પામ્યો કે જેના પ્રતાપે જોકે હું ગુજરાતી વર્તમાનપત્રોમાં તો અવાર નવાર કાવ્યો લખતો રહેતોજ, પણ પારસી વર્તમાનપત્રોમાં પણ આસ્તે આસ્તે યથામતિ અને યથાશક્તિ કાંઇની કાંઇ ધાર્મીક બાબદો પરે કાવ્યો લખી મોકલી બનતી સેવા કરવાની ધન્ય તકોનો અનુભવ લેવા લાગ્યો, અને મને ખાત્રી છે કે સાહિત્ય પ્રિય સૌકોઈ જરથોસ્તી બાઇબ્હેનો **"હૃદયયોગી"**ના તખલ્લુસ સાથે આ લખનાર સેવકને કદાચીત જરૂર પિછાનતાંતો હશેજ! પણ સાફ સાફ વાત કહું તેતો એજ છે કે હું અવસ્તાનો તો અભ્યાસી નહોતોજ, એટલું જ નહી પણ **"ગાથા બામાએની"** નામનું પુસ્તકજ મ્હેં તેની ગઝલો રચવાનું બીકટ કાર્ય આરંભ્યું ત્યારેજ મ્હારા દેખવામાં આવ્યું હતું. (**જીવનમાં પહેલુંજ**) આ સેવાકાર્ય બનવા પામ્યું તેનાં બે કારણ માની શકાય; પહેલું તો એજ કે **તે મહાન સત્તાવાન પરમાત્માની દયા મ્હારાપર ઉતરી,** અને બીજું માનવામાં આવે તો તે એ છે કે મ્હારા સાહિત્ય પરત્વેના અનહદ શૉખનુંજ આ શુભ પરિણામ કહી શકાય. આ તકે સાહિત્યની સેવાને લગતી એક બીજી વાતનું મ્હને ભાન થતાં તેને પણ જાહેરને રોશન કરવાની મ્હારી ફરજ હું ભૂલી શકતો નથી. આ બાબતમાં મ્હને એક બહુ મ્હોટી અજાયબી તો એ થાય છે કે– ભક્તિ, નિતી, દયા, સત્ય, ઔદાર્ય, વિગેરે વિગેરે ભિન્ન ભિન્ન બાબતો પર મ્હારા (ગાથા કાવ્ય રચાયા અવલનો) અનેક જુદા જુદા રાહોમાં રચાયલાં લગભગ નવસો કાવ્યોનો એક મ્હોટો સમૂહ એક તરફે પડી રહ્યો, અને

છેલ્લુ રચાયેલ આ શ્રીપાક ગાથાકાવ્ય એક સુંદર પુસ્તકના સ્વરૂપે આજે બ્હાર પડે છે, તેથી મને અંતરના થતા હર્ષની સાથે આ તકે ખુલ્લી રીતે કબુલ કરી લેવુજ પડે છે કે અમારા હીંદુ શ્રિમંતો આગળ અમો હીંદુ લેખક વર્ગની એટલી ઓછી કદર હોવી સંભવે, અગર તો હીંદુધર્મ સાહિત્યપરે તેટલી કમ પ્રિતી તેઓની હોવી જોઇએ, તેમ નહી માનવાજોગ કોઈ મજબુત કારણ મ્હારી નજરે પડતું નહી હોવાના સબબે, તેમજ ખોટાં માનની સુળી પર ચઢવા, ચઢાવવાની તર્ફેણથી હું વિરૂદ્ધ મતનો હોવાથી સત્ય રોશન કરવામાંજ હું તો મ્હારા ધર્મનું રક્ષણ સમજું છું.

સને ૧૯૨૩ ની આખેરીમાં એટલે તા. ૨૬–૯–૨૩ને રોજ મ્હને શ્રી ગાથાના પાક અવસ્તાની ગઝલ રચવાનું ફરમાન, શરૂમાં નિવેદન કર્યાં પ્રમાણે **માલેકે રચી રાખેલી એક યુક્તિ મુજબ અને હું જેવા એક અલ્પજ્ઞને માત્ર નિતીત્તજ બનાવા ખાતર, મુંબઇ** રહેવા છતાં, **નવસારીથી** પ્રગટ થતાં "**ચેરાગ**" નામના માસીક ચોપાન્યામાં મિનોઇરોશ્ની ફેલાવતું તેલ અખંડીત ધારે પુરતા જરથોસ્તી મહઝબની બૂલંદી સમજનાર એક બંધુ તરફથી મલ્યું, તે બાદ ગાથાની ગઝલ કેવી રીતે થઇ? તે વિષેની સંપૂર્ણ વિગતનું સ્પષ્ટ વિવેચન તો આ પુસ્તકના છેલ્લાં પેજોમાં ધરવામાં આવેલા કેટલાક રિવ્યુઓમાં તેઓ સાહેબે પોતાનાં "**તુષ્ના મઇતિશ વહિશ્તા**"ના તખલ્લુસ સાથે, "એક ખુશનોંધ" નામક હેડીંગ નીચે, દર્શાવેલ હોવાથી મ્હારે વધૂ લંબાણ કરવાનું રહેતુ નથી. તેઓ સાહેબનું તખલ્લુસજ જાહેર કરવાની મને સુચના હોવાથી પોતાનાં ખરાં નામને આ તકે રજુ નથી કરી શકયો તેથી દરગુઝર ચાહું છું.

આ શ્રી પાક ગાથાના અવસ્તાની શ્રેષ્ટાની બાબત આપ જરથોસ્તી મહઝબની બુલંદી સમજનાર ગ્રહસ્થો તેમજ બાનુઓને હું એક હીંદુ વધુ શું કહી શકું? તે બાબે મ્હારે વિશેષ કાંઈજ કહેવાનું રહેતું નથી. કેમકે **મ્હારા બે બોલ** ના આ લેખ પ્હેલાં રજુ રાખ-

વામાં આવેલ આ પુસ્તકની પ્હેલી પિછાણુ સંબંધીના વિવેચન ભર્યા લેખમાં સાહિત્ય ક્ષેત્રમાં છેલ્લાં બે ચાર વર્ષો થયાં ઘણું જાણીતાં થએલ મ્હારાં ભલાં અને વિદ્વાન બ્હેન **"નોશાફરી પીલાં એ"** તેમજ **દાબાચાના** હેડીંગ સાથે રજુ થએલ એક અતિ વિદ્વતા ભર્યા લેખમાં .જાણીતા વકતા તેમજ જરથોસ્તી ધર્મ સાહિત્યમા સાક્ષર રત્ન ગણાતા મારા મહેરબાન શેઠ જેહાંગીરજી જમશેદજી વીમાદલાલ સોલીસીટર સાહેબે તે બાબત ઘણીજ અસર કારક ઇબારતથી મનન કરવા જોગ વર્ણન આપેલ છે, અને તેથી મને સંપુર્ણ ખાત્રી છે કે જરથોસ્તી મહઝબની બૂલંદી સમજનાર સાહિત્ય વિલાસી મ્હારાં તમામ વાંચક ભાઈ બ્હેનોને તેમાંથી ઘણુંજ નવું જાણવાનું તેમજ સમજવાનું મલી આવશે.

ગાથાના અતિ બિકટ અવસ્તાને તો તેનો જેણે પુર્ણ અભ્યાસ કર્યો હોય તેજ સમજી શકે; તે વાત બીલકુલ માનવા જોગ હોવાથી **"ગાથા બા માએની"** પરથી જરથોસ્તી કોમનાં ઉછળતાં બાળકોતો તે પોતાના ધર્મના સાચા સિદ્ધાંત્તો જોઇએ તેટલી સ્હેલાઇથી નજ સમજી શકે તે પણ સ્વાભાવિકજ છે, અને તેથી ઉછળતાં તમામ બાળકોનાં કુમળાં મગજો પર બાળપણથીજ (ભણવા નીશાળે જતાં થાય અને વાંચતાં લખતાં શિખે તેની સાથેજ) સ્વધર્મના સુ સંસ્કારોની છાપ પાડવાની ખાસ અગત્ય હોવાનું સર્વ કોઇ એકમતે કબુલ પણ કરીજ શકશે એમ હું ધારૂં છું.

ઉપર રોશન કરી તે અગત્ય પુરવાનીજ ખાતર, મ્હારા આ **"ગઝલમાં ગાથા"** નામના પુસ્તકનો બાળકો હોંસથી અને સ્હેલાઇથી એક સરખી રીતે ઉપયોગ કરી શકે તેવાજ શુભ હેતુથી તેને સ્હેલીજ ઇબારતમાં તેમજ સાદી ભાષામાં રચવાને મે મ્હારાથી બનતો યત્ન કરેલો છે, પણ તેમાં હું કેટલા અંશે ફલીભૂત થયો છું ? તેનું ખરૂ નિરક્ષણતો તેના કાબેલ અભ્યાસી પરિક્ષકોજ કરી શકે !

મ્હારે તો આ તર્કે માત્ર એટલુંજ રોશન કરવાની હું જરૂર વિચારૂં છું કેઃ—**સંગીતની મઝાતો ઓરજ** છે, તેવું પૂર્વે થએલા અનુભવિ ધર્માભ્યાસીઓ, તેમજ કવિવરો કહેતા ગયા છે. તેમ **શુદ્ધ હૃદયથી તેમજ એકજ ધ્યાનથી અને સંપુર્ણ યકિન પુર્વક જો સંગિતની મધૂરી લહરીની ધૂનમાંજ માલેકની સ્તુતિઓ કરવામાં આવે તો સુરજનકાર જરૂર રીઝે છે,** અને જો તે સત્યજ હોય તો ઉછરતાં તમામ બાળકોને આ ધાર્મિક કાવ્ય વાણીનો **અમૃત-મય** મીઠો સ્વાદ, જો થોડો થોડો પણ હંમેશા નિયમીત પણે ચખાડવા માટે તેઓનાં ભલાં માવતરો કાળજી ધરાવે તો મ્હને હરેક ખાત્રી છે કે જરૂર તેઓના કૂમળા તેમજ નિર્દોષ ભેજાંઓમાં સ્વધર્મના ઉમદા સંસ્કારોની અતિ નિર્મળ છાપ પડ્યા વિના રહેજ નહીં. આટલા ખુલાસા પછી સંગિતની મહત્તા બાબે મહાન નરવિર નેપોલિયન બોનાપાર્ટે પોતાના જીવનની આખેરીના વરસોમાં જે ઉદ્દગારો ઉચ્ચાર્યા હતા તે વિરનરના જીવન ચરિત્રના પુસ્તકમાં છે, તે અત્રેજ ટાંકી જાહેર કરવાની મને જરૂર લાગે છે. તે આ છે કેઃ—

**"બીજી બધી લલિત કળાઓ કરતાં સંગિત મનુષ્ય હૃદય ઉપર ઘણામાં ઘણી અસર ઉપજાવી શકે છે, અને સમાજ નાયકે એ કળાને સૌથી વિશેષ ઉત્તેજન આપવું જોઇએ; એક સુંદર ગિતની સ્વર લહરી એકદમ ચિત્ત વૃત્તિને મૃદુ બનાવી દે છે, અને નીતિ સંબંધી કોઈ પણ પુસ્તક કરતાં તેની નૈતિક અસર વધારે બળવાન હોય છે."**

આવા અનેક ખુલાસાઓ પરથી એટલું તો ચોક્કસ સાબિત થાય છે કે, સંગીતમાં જ સ્વધર્મનાં પાક કલામો જો ઉછળતાં બાળકોને પઢાવવામાં આવે તો તે તેઓના ભવિષ્યના વખતમાં જરૂર મિનોઇ રોસ્ની હાંશલ કરી જ શકે. તેમને જો આ સંસ્કાર બાળપણુથી જ પાઠી દેવામાં આવે તો તે ઘણું જ આવકારદાયક લેખાય સબબ કે તેમ થતાં તેઓ નાટકી તેમજ હલકી જાતનાં હવસી

ગાયનો ગાવાના ખોટા શોખથી બચી જતા, પોતાના ધર્મની મહત્તા સાથે જીવનની સત્ય સાર્થકતા સમજાવનાર આ પાક નશીહતો કે જે **મહાન હજરત** પયગમ્બર અષો જરથુસ્ત્ર સાહેબે ફરમાવેલી છે. તેની આ મીઠી ગઝલો પઢવાનો શોખ ધરાવતાં થાય, અને પોતાના ઉછળતાં જીવનો અતિ ઉજ્જવળ બનાવે! તેવા જ શુભ આશય સાથે આ ગાથા કાવ્ય રચાયું છે, અને તેની છુટી છુટી લાઇનો પાડી સુંદર અને મ્હોટા ટાઇપોથી છપાવવામાં આવ્યું છે, તો મને દરેક ખાત્રિ છે કે હરેક જરથોસ્તી ભાઈ બ્હેનો પોત પોતાના કુસુમ સમાં કોમળ અને નિર્દોષ ભૂલકાંઓને આ **"ગઝલમા ગાથા"** ગાવાનો શોખ જરૂર કરાવશેજ કે જેના પ્રતાપે તે તમામ બાલુડાં પોતાનાં ધર્મની બૂલંદી પિછાણતાં બને! એજ ભલી દુવા તેના આ લેખની છે.

**"બે બોલ"** ના હેડીંગ સાથે મારો આ લેખ શરૂ કરવામાં આવ્યો છે, છતાં આટલુ બધુ લંબાણ શું? તેવો પ્રશ્ન ક્વચિત્ત ઉભો થાય, તે માનવા જોગ હોવાથી નમ્રભાવે વિદીત કરૂં છું કે— હું એક હિંદુ લખનાર અને વળી અવસ્તાથી કેવળ અજ્ઞાન હોવાથી મ્હારા આ સેવા કાર્ય બાબે મ્હારે કરવા પુરતા તમામ ખુલાસા સ્પષ્ટપણે આ તકે મ્હારે દર્શાવવાજ જોઇએ; અને તેથી હવે મ્હારે કરવા જોગ કેટલાક ખુલાસા રોશન કરી મારો આ લેખ પતાવીશ, છતાં સરત ચુકથી જો કોઈ બાબત જાહેર કરવી રહી જવા પામે તો વાંચનાર તમામ ભાઈબ્હેનો મને દરગુજર કરશે તેમ માગી લેઉ છું.

એક પુસ્તક લખવું તે જેટલુ બિકટ કાર્ય છે, તેનાથી સેંકડો ઘણું બિકટ એક પુસ્તકને કાવ્યમાં ઉતારી રજુ કરવું તે છે, અને તેને પછી છપાવીને પુસ્તકના સ્વરૂપમાં જાહેરની સેવામાં રજુ કરવું, તે તો મ્હારા જેવા એક ટુંક પગારના નોકરને માટે તો હજાર ઘણું બિકટજ લેખાય, તેવા સ્પષ્ટ ખુલાસા સાથે આ તકે મ્હારે વિદીત કરવું જ ઘટે કે મારા રચેલા આ કાવ્યને પુસ્તકના આકા-

રમાં છપાવી પ્રગટ કરવામાં જે મ્હારાં એક બે માનવંતાં જરથોસ્તી ભાઈ બ્હેને મ્હને સ્હાયતા બતાવી, મ્હને સાહિત્ય જેવા વિશાળ ક્ષેત્રના મેદાનમાં રજુ થવાની સાથે આટલી સેવા કરવાની તક આપવાની મ્હોટી મ્હેરબાની દર્શાવી, **પોતાના જીવન રક્ષક ધર્મની સાચી ફરજઅદા કરેલી છે, તે બાબેહું તે ભલાં દીલસોઝ જીગરોનો હમેશનો આભારી બન્યો છું.** અને સાથે સાથે દુવા ગુજારૂ છું કેઃ—તે ભલાં ભાઈ બ્હેનનો શુભ દૃષ્ટાંન્ત લેઈ, **આ પ્રમાણેજ સ્વધર્મમાં સાચી સખાવત કરવાની ઉમદાતકો મેળવવાના સદ્ભાગ્ય સર્વ કોઈ જરથોસ્તી શ્રીમંત ગ્રહસ્થો તેમજ બાનુઓને પ્રાપ્ત થાવ. માલેક તેવાં ભલાં જીગરોનું સદા કલ્યાણ કરો. ! !**

**"ગઝલમાં ગાથા"** નામના મ્હારા આ પુસ્તકમાં **હા, અહા, અહાહા, ખરેખર, ખચિત્ત, ખરે, ખુદા, અહુરા,** વીગેરે શબ્દોનો મ્હારે જે ઉપયોગ કરવો પડેલ છે, અને તે બાબે મ્હને કેટલાક મહેરબાનો તરફથી પુસ્તક પ્રગટ થતા અવલ કહેવામાં આવેલ હતું કે **"તેવા શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો નહી હતે, તો ઠીક પડતે"** તે વિષે ઘણીજ નમ્રતા સાથે મ્હારે રોશન કરવાનું એટલુંજ કે કાવ્ય રચનાની સરળતા સાચવવાને ખાતર તેમજ ગઝલનો રાહ બેસાડવાના કારણે તેમ કરવામાં આવેલ છે, પણ તેથી કરી કાંઈ શ્રી ગાથાના પાક અવસ્તાનો સ્હેજ પણ ભાવાર્થ કોઈ પણ ફકરામાં જવા દેવામાં આવેલ નથી, તેવું મ્હારા આ કાવ્ય પુસ્તકને **"ગાથા બા માએની"** સાથે અનુભવી અને અભ્યાસી વાંચક ભાઇ બ્હેનો જો મુકાબલો કરી જોશે તો સ્પષ્ટ માલુમ પડી આવશે.

દાખલા તરીકે આપણે ધારો કે, એક બાગબાન માળીને કોઈ તરફથી એવું ફરમાન થયું કેઃ—ત્હારે **આ કરંડીઆમાં ભરેલાં**

**છે તેટલાંજ પુષ્પોની માળાઓ આટલી સંખ્યામાં અને અમુક જ જાતની બનાવવી"** તે નેક આજ્ઞાને આધિન થઈ તેણે તે માળાઓ ગુંથવાનું કાર્ય શરૂ કીધું, ને માળાઓ ગુંથતાં ગુંથતાં કોઇ જગોએ તે માળાઓ પૈકી અમુક માળાઓની સુંદરતા પુરનાર પુષ્પોની તેને કરંડીઆમાં ખોટ માલુમ પડી, તેના કારણે તેને સોંપવામાં આવેલ પુષ્પોની સંક્રમાં રહી શકે, અને **માળાની મુળ ઈબારતમાં તેમજ અસલ વસ્તુના ભાવાર્થમાં ફરક ન આવે** તેવાં પુષ્પ ખુટતી જગોએ લાવી મેલવી અને માલેકની રહેમ વડે તે કાર્ય મળેલી સુચનાઓ પ્રમાણે તેણે પુર્ણ કર્યું, તેવા એક બાગબાન માળીના દાખલા જેવો બનાવ મ્હારા આ સેવા કાર્યમાં બનેલ છે, અને મુળ વસ્તુ શરૂથી ઠેઠ સુધી જાળવી રાખવાની સાથે જ અમુક સ્થળે ખુટતા તેવા શબ્દોનો ઉપયોગ થયો છે. તો તે બાગબાન માળી રૂપ **"ગઝલમાં ગાથા"** ના આ લખનાર ને કુલ જરથોસ્તી વાંચક ભાઈ બ્હેનો દરગુજરની દૃષ્ટિથી જોશે તેવી ખાત્રી છે.

અમુકજ વિષયનું કાવ્ય રચવું અને તેમાં બ્હારનો નહી સમજ પડે તેવો અઘરો શબ્દ એવો એક પણ નહી આવવા દેવો જોઇએ કે જેથી કરી મુળ વિષયનો હેતુ જળવાય નહી, અને બાણવામાં અગવડતા બતાવે તે એક મ્હારા જેવા અવસ્તાના બિન અભ્યાસીને માટે કેટલુ મુશ્કેલ કામ કહેવાય? તેનો તોલ કરવાનું કામ તો હું મ્હારા આ **"ગઝલમાં ગાથા"** નામના પુસ્તકને વાંચનારા ભાઈ બ્હેનોને જ નમ્રતાથી સોંપુ છું.

કોઈ પણ ધર્મશાસ્ત્રનો પારાંગત્ત અભ્યાસ કર્યો શિવાય કોઈ પણ વ્યક્તિએ કાંઈ પણ લખવુંજ નહી જોઈએ, તે તો ખુલ્લીજ વાત છે, પણ મેંતો માત્ર **"ગાથા બા માએની"** માં મર્હુમ વિદ્વાન એરવદ કાંગાજીએ અતિ કાબેલ્યતથી રજુ કરેલ ગુજરાતી ભાષાંત્તરના આધારેજ ગઝલ લખી છે; જેમ એક બાહોશ ચિત્ર-

કારે દોરેલાં ચિત્રની નકલ બીજો એક અભ્યાસી ચિત્રકાર ઉતારી પોતે પોતાના અભ્યાસમાં આગળ વધવા ખાહેશ ધરાવે, તેવા આશયની સાથે સાથે ચાલુ સફરમાં માનવ જીવનની કાંઈ પણ સેવા કરવાને ખાતર, મ્હારી આ એક નમ્ર કોશીષ જરથોસ્તી કોમની સેવામાં રજુ થાય છે, અને તેમાં મ્હારે કબુલ કરવું જોઇએ કે ઘણી કાળજી રાખવામાં આવ્યા છતાં પણ મ્હારી આ સેવારૂપ કોશીષમાં ઘણી ખામીઓ રહી ગએલી પાક અવસ્તાના તમામ અભ્યાસી મહેરબાનોની નજરે પણ પડશે, તો તેને માટે મને દરેક આશા છે કે ઉદાર અને કેળવાયલી જરથોસ્તી વાંચક કોમ પોતાનાં ખુલ્લાં જીગરથી મ્હને દરગુઝર કરશે જ.

માણુસ માત્ર ભુલને પાત્ર છે તે એક અચળ સિદ્ધાંત્ત અનુસાર હરકોઇ વ્યક્તિની કોઈ પણ કોશીષમાં ખામી તો હોય જ. તે નેક સુત્રના આધારે હું માફીની જ માંગણી કરી શકું, ખામીઓ માલુમ પડવાને પણ બે ત્રણ કારણ છે, તે એકે હું અવસ્તાનો અભ્યાસી નથી, વળી ચાલુ નોકરીના બચત અવકાશે એટલે દીવસના અગીયારથી પાંચ વાગ્યા પછીના વખતે અને ઘણો ખરો ભાગ તો રાત્રીના ઉજાગરા વેઠીને જ આ ગઝલો રચવામાં આવેલ હતી. તેમજ આ મ્હારી પહેલ વ્હેલી કોશેષ હોવાને લીધે પણ તેમ બનવા જોગ છે. તેથી વાંચકો ઘટિત નજરથી જોશે તેમ ઇચ્છું છું.

"ગઝલમાં ગાથા" ના આ પુસ્તકમાં દરેક ગાથાના હા, નુ કાવ્ય શરૂ થતાં અવલ એક એક ટાઈટલ પેજ રાખી, તેના પર શરૂ થતી ગાથાનું નામ રાખી, તેજ પેજના પાછલા ભાગમાં એક એક મ્હારૂ રચેલ કાવ્ય છપાવવામાં આવેલ છે, અને તેવું પાંચે ગાથા માટે કરવામાં આવ્યું છે. સબબ તે કાવ્યો જરથોસ્તી મહઝબને લગતાં હોઈ વાંચકોને રૂચીકર થઈ પડશે તેમ સમજી તેવી ગોઠવણ કરવામાં આવેલી છે, (તેમજ તેવાં બે ત્રણ ફુવા કાવ્યો પણ છે.)

આ પુસ્તકમાં ગાથાની ગઝલોની સમાપ્તીના એક કાવ્ય પાછલા ભાગમાં કેટલાક રિવ્યુ કે જે મ્હને મ્હારા આ ગાથા કાવ્યનો-કેટલોક ભાગ, ૧૯૨૪ ના ડીસેમ્બરથી ૧૯૨૫ના સપટેમ્બર સુધીના, મુંબઈ જશન કમિટી માર્ફત પ્રકટ થતા ત્રિમાસીક નામે " **રાહે જરથુસ્ત્ર** "ના કેટલાક અંકોમાં બ્હાર પડેલ તે પરથી મલેલ તે મુકવામાં આવ્યા છે. તેને માટે આશા છે કે કેળવાયલી જરથોસ્તી કોમ એમ નહી માની લેશે કે:–**લેખકે પોતે માન મેળવવાની ખાતર તેમ કર્યું** છે. તેમ કરવાના કારણમાં માત્ર એજ છે કે:–કેટલાંક જરથોસ્તી વિદ્વાન ભાઇ બ્હેનોની મને મલેલ સુચનાઓનેજ મેંતો માન આપ્યું છે, અને તે એક હીંદુ લેખકનો આ પ્હેલો પ્રયાસ હોવાના કારણે તમામને વ્યાજબી લેખાશે, તેવી માન્યતાથી તેમ કરવું મને કેટલેક અંશે ઘટિત લાગ્યું હોઈ તેમ કીધુ છે. તો બીજો ખ્યાલ વાંચકો નહી કરશે તેમ માનું છું. ભવિષ્યમાં માલેક આ પુસ્તકની *બીજી એડીશન પ્રગટ કરવાની મ્હને સ્હાયતા બતાવશે તો તે તકે તેમ કરવાની જરૂર રહેશે નહી.

મ્હારા આ કાવ્ય પુસ્તકનો અતિ વિદ્વતા ભર્યો, અને ખાસ મનન કરવા જોગ **દિબાચો** લખી આપવા કૃપા કરી, આ ધાર્મીક કાવ્ય પુસ્તકની કીંમતમાં અજબ વધારો કરેલ હોવાથી, **માનવંત નેકનામ મે. જાણીતા ધાર્મિક સાક્ષર રત્ન જેહાંગીર જમશેદજી વીમાદલાલ સોલીસીટર સાહેબનો**, હું જેટલો હેશાન જાહેર કરૂં તેટલો ઓછોજ છે, અને હું તેઓ સાહેબનો ઘણો ઘણો રૂણી થયો છું. તેમજ પુસ્તક સંબંધની પ્હેલી પિછાનનો મોટો પણ અતિ ભાવમય લેખ લખી આપનાર મ્હારાં ભલાં બ્હેન **"નોશાકરી પીલાં"**નો પણ ઉપકાર લેખવાની હું આ તક વ્યર્થ માનતો નથી.

નવસારીથી પ્રકટ થતા "**ચેરાગ**" માસીકના માલેક મે. અર-

---

* ખુદાની મેહરથી બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે પણ અસલ્યાત જાળવવાને ખાતર આ પ્રમાણપત્રો રહેવા દીધાં છે.

ડેસર. ન. બીલીમોરીઆ સાહેબનો પણ હેશાન માનું છું કે તેઓ સાહેબની મહેરબાનીથીજ "ચેરાગ" ની પીછાન મલી, અને "ચેરાગ" ના પ્રતાપેજ ગાથાકાવ્ય રચવાની કીમતી સુચના આપનાર "**વુષ્ના મઝ્દતિશ વહિશ્તા**" સાથે આ લેખકને ઓળખાણ મલી હતી, તેથી તેઓ સાહેબનો પણ અંતઃકરણથી ઉપકાર માનું છું, કેમકે પોતાની અનેક પ્રવૃત્તિઓમાં અવકાશનો અભાવ છતાં પણ ગાથા રચાતાં વારંવાર અનેક કીમતી સલાહો આપી મ્હારા માર્ગ દર્શક નિવડ્યા હતા, એટલુજ નહી પણ ગાથાપુસ્તક છપાતાં તેનાં પ્રુફો સુધારવાની મ્હેરબાની કરી હતી. માલેક તેમનું સદા કલ્યાણ કરો તેજ મ્હારી ભલી દુવા !

મુંબઇથી પ્રગટ થતા "**રાહે જરથુશ્ત્ર**" ત્રીમાસીકમાં મારા ગાથાકાવ્યનો કેટલોક ભાગ પ્રસિદ્ધ થતા કેટલાંક મે. દીલસોઝ બાઈ બ્હેનો તરફથી તે કાવ્ય રચનાની કદર રૂપ રિવ્યુ મને મળેલા (જેમાંના કેટલાક આ પુસ્તકમાં રજુ કર્યા છે.) તે બાએ તેઓ સૌનો હું સાચા હૃદયથી હેશાન માનું છું.

ગાથાકાવ્ય રચાયા બાદ તેને પુસ્તક રૂપે પ્રકટ કરવા બાબતની જાહેરાતો મહીનાઓ સુધી કાંઇપણ દામ લીધા સિવાય છાપવાની મારાપર અપાર મહેરબાની બતાવનાર મુંબઇથી નિકળતા જાણીતા માસીક નામે "**નવરાસ**"નાં **અધિપતિ અને દીલસોજી માલેક બ્હેન મ્હેરબાઈ માણેકજી દાવરનો** તેમજ "**દીલેઆરામ**" માસીકનાં **માલેક બ્હેન બેપ્સી આર. ફરામજીનો** તેમજ જાણીતા અને જુના માસીક નામે **જ્ઞાનવર્ધક** માસીકના માલેક **મે. કે. એન. પાલીસવાળાનો** હું બહુ બહુ ઉપકાર જાહેર કરૂં છું. (તેવી કૃપા હાલમાં પણ જારીજ છે.)

"**ગઝલમાં ગાથા**"ના આ પુસ્તકનાં પ્રુફો ઘણીજ કાળજીથી તપાસવામાં આવ્યાં છતાં પણ અવસ્તાના અઘરા શબ્દોની બીન વાકેફીને લીધે કંપોઝીટરોએ કેટલીક ખામીઓ દર્શાવી છે, તેને માટે

શુદ્ધીપત્ર પુસ્તકમાં સામેલ કરવામાં આવ્યું છે, તોપણ કદાચ મારી સરતચુકથી ખામી રહી જવા પામી હોય, તે બાબે ક્ષમા આપી, તમામ વાંચકો મને જે કાંઈ સુચનાઓ કરવાની હોય તે પોતે પોતાના ખુલ્લાં જીગરથી લખી મોકલશે, તેમ આશા છે, કે જેથી ભવિષ્યમાં +નવી એડીશન બ્હાર પાડવાનો શુભ સમય મને મલી આવે ત્યારે, તેમાં ઘટિત સુધારા કરવાની મ્હને સરળતા મળી શકે.

"**ગઝલમાં ગાથા**"ના આ કાવ્યની રચનામાં મ્હારા સમજવા મુજબ અઘરા સંસ્કૃતમય શબ્દોતો નથીજ મુકવામાં આવ્યા, છતાં પણ મને મલેલી કેટલીક સુચનાઓ વ્યાજબી જણાતાં, "**અમુક અઘરા શબ્દોની સમજણ**"ના હેડીંગ નીચે તે બાબત પણ સુચનાપત્ર સદરે પુસ્તકમાં સામીલ કરવામાં આવેલ હોવાથી તે હરેક વાંચનારને સમજવામાં પુષ્ટિ આપશે તેમ ધારૂં છું.

ખુદ અવસ્તા સાથે મ્હારૂ રચેલ કાવ્ય પુસ્તકના રૂપે પ્રકટ કરવાની મ્હારા અંતરની ઉમેદ હતી, અને હજી પણ છે, તેથી કુલ જરથોસ્તી કોમનાં સાહિત્ય વિલાસી શ્રીમંત મહેરબાનોને જાહેર રીતે એક નમ્ર વિનંતી કરવાની આ તક વ્યર્થ ગુમાવતો નથી કેઃ—જો કોઈ માનવંત્ત શ્રીમંત બંધુ યા બાનુ, મ્હને તેમ કરવામાં ઘટિત આર્થિક સ્હાય કરશે તો હું ઘણીજ ખુશીની સાથે બીજી એડીશન* પ્રગટ કરાવી તેઓનો જરૂર ઉપકારજ માનીશ. સ્વધર્મમાં સખાવત કરવી, તે તમામ કોમનાં શ્રીમંત વર્ગની સાચી જ ફરજ હોવાનું સમજી મ્હારાં આવાં સેવારૂપ કાર્યોમાં બનતી રાહત બતાવવા હરકોઇ મહેરબાની બતાવશે. તેમ મને સંપુર્ણ ખાત્રી છે.

**અખિલ વિશ્વનો કર્તા મહાન શક્તિવાન પિતા પરમાત્મા**

---

+ બીજી એડીશનમાં સઘળો સુધારો કીધો છે, પણ અસલ અવસ્તા ફકરાઓ આપી શકાયા નથી કેમકે હાલના વખતમાં તેનો છપાઈ ખર્ચ બેહદ વધી જાય અને ઘરાકોને કીમત ભારે પડે.

* આ બીજી એડીશન બાહાર પાડવામાં મદદ કર્તા શેઠને મરહુમ બાઈ અમૃત શાહના આશીષો જરૂર મલશે.

એકજ છે, તો અખિલ વિશ્વની પેદાયશ એક બીજાથી જુદી છે, તેવું કહેવાને કે માનવાને, કોઇ પણ ધર્મશાસ્ત્રનો મજબુત આધાર અને મલી શકતો નથી, અને જો મ્હારા જેવા એક અલ્પ મતિવાળા માનવની આ માન્યતા ખરીજ ઠરતી હોય તો તે આધારે આપણે તમામ ( કુલ જગતની પેદાયશ ) તે મહાન સત્તાવાન એકજ પિતા પરમાત્માનાં સંતાનો હોઈ ભાઈ બ્હેનોજ કહેવાઇએ; આટલું સ્પષ્ટ થતાં હાલમાં જગતપર જ્યાં ત્યાં એક બીજાઓમાં ભિન્નતાની સાથે, અતિશય દ્વેષ, કલેશ, છળકપટ, દંભ તેમજ અનીતિ ભર્યા અનેક કાર્યો દેખાય છે, અને તેવાંજ પાપ કર્મોના બદલારૂપ અવ્વલ કોઇપણ વખત નહી દેખવામાં આવેલ કે, નહી સાંભળવામાં આવેલ, તેમજ નહી સંભવતી, અને કલ્પના શક્તિમાં પણ નહી આવીશકે તેવી, અનેક અણધારી આફતોના વરસાદ વરસી રહેલા છે, કે જેને આપણે વર્તમાન સમયમાં જોઈ રહ્યા છીએ, તે બાબે પરમ દયાળુ સકળ સત્તાવાન મહાન પિતા પરમાત્માની પાસે આપણે સૌ શુભ નિષ્ટાથી દુવા ગુજારી શું કેઃ—સર્વ કોઈને સ્વધર્મનાં સાચા માર્ગે ચઢાવી, આપણા અનેક પાપોની ક્ષમા બક્ષી, ગંભિર રૂપોમાં વરસી રહેલી આફતોથી બચાવે, અને આપણ સૌને કુલ જગતનાં કલ્યાણની સાચી સેવાઓ કરવાનું ભાન કરાવી તેમાં જોઈતી શક્તિ આપે, એવાં સદ્‌ભાગ્ય સત્વર આપણને સંપાદન થાવ ! એજ ભલી વાંચ્છના છે ! આમીન ! આમીન ! ! આમીન ! ! !

**હીંદુ, જરથોસ્તી, ખ્રિસ્તી, બિદ્ધસ્ટ, ઈસ્લામી, લાઓટઝી,** વીગેરે વીગેરે તમામ ધર્મનાં શાસ્ત્રોનો એક જ હેતુ છે, તે છતાં જો તેમાં આપણને ભિન્નતા નજરે પડતી હોય તો, તેનું કારણ કેવળ તે સમજવા પુરતાં જ્ઞાનનો આપણામાં અભાવજ હોવો જોઇએ. હરેક ધર્મનાં સાચા સિદ્ધાંતોનાં કીમતી અને અમર વચનોને શાસ્ત્રાધારે પાળવામાં ન આવે, તેજ મહા પાપ ! અને તેજ મહા પાપોના પરિણામ રૂપ હાલમાં જગતપર જ્યાં ત્યાં વરસી રહેલ આ અનેક આફતો કે જેને આપણે તમામ અનુભવી રહ્યાં છીએ.

આપણાં અમર અને ઉમદા ધર્મ શાસ્ત્રોનાં અખંડિત પ્રવાહે વ્હેતાં અમૃતમય ઝરણાંનો કાંઇ પણ સુસ્વાદ, આપણે સૌએ શક્તિના પ્રમાણમાં ચાખ્યા બાદ હું મ્હારાં તમામ વાંચક ભાઇ બ્હેનોને વિનય પૂર્વક આગ્રહ કરીશ કેઃ—આત્મા તો અમર જ છે, પણ દેહ ક્ષણભંગૂર છે. જગતમાંહેની કોઇ પણ વ્યક્તિ મૃત્યુની મિનીટ કલ્પવાને શક્તિ ધરાવતી નથી, એ જેટલી સિદ્ધ વાત છે, તેટલી જ સાચી વાત એ છે કે—સૌકોને માલેકે મુકરર કીધેલી મુદતમાં જ મ્હાલવાનું અને મુદત પુરી થવે આ ફાની આલમનો ત્યાગ કરી ચાલવાનું છે;[2] વાસ્તે મેળવેલાં મોંઘા જીવનની પ્રત્યેક ક્ષણને મહા કીમતી લેખી, અનેક પાપોથી નિરંતર બચવાને પ્રયત્નો કરવાની સાથે આપણે સૌકોએ જરૂર સ્વધર્મનાં સાચાં સિદ્ધાંત્તોને નહીજ વિસારવાં જોઇએ. હરેક માનવ જાતિના કલ્યાણકર કાર્યો કરવામાંજ પોતાનું સાચું હિત્ત સમાયેલું છે, એટલુંજ સમજવાની સાથે, પવિત્ર હૃદય વડે કુલ જગતની પેદાયશનો એક જ મહાન પિતા પરમાત્મા જ છે, તેને પિછાનવાની શુભ ભાવનાઓમાં જ આપણા અનેક ભવોની સાચી મુક્તિ સમાયલી છે તે સરળ અને, સાચો માર્ગ ભૂલવો નહી જોઇએ.

મ્હારાં વાંચનાર જરથોસ્તી ભાઇઓ! અને બ્હેનો! જેમ કોઈ વહેતા મહાન સમુદ્રમાંથી એક નાની સરખી આચમની[1] ભરી લાવી સેવામાં રજુ કરે તેમ, **"કુલ નહીતો કુલની પાંખડી"** વાળી કહેવત મુજબ, કુલ જરથોસ્તી કોમની નેક સેવામાં મ્હારૂં આ સેવા કાર્ય જેટલા શુદ્ધ ભાવ તથા અંતરની હાંશની સાથે આજે રજુ થાય છે, તેટલાજ શુદ્ધ પ્રેમભાવો વડે તેનો સ્વિકાર થતાં, તેનો ઉપયોગ પણ તેવાજ ઉમદા આશયો સાથે થશે, તેમ હું દરેક આશા ધરતો હવે એક પ્રખ્યાત ફારસી કવિના માત્ર એકજ વાક્યને આ

---

૧ આચમની=પાણીનાં પાંચ સાત બીંદુઓ રહી શકે તેટલુંજ એક ન્હાનું પાત્ર.

૨ ભાઈ અમૃત શાહનાં આ વચનો તેમને યાદગીરી જાળવી રાખશે.

સ્થળે ટાંકી, "બે બોલ" ના હેડીંગે લખાયેલું આ મ્હારૂં નમ્ર નિવેદન માંનો કે બાવીસ પેજો ભર્યું એક હૃદયનું ઉભરાઈ જતું વિવેચન સમજો! તેને હવે અનેક ક્ષમા ચ્હાતો આટલેથી પતાવીશ.

* "સુલેમાન સુલ્તાન આગળ તીડના પગ જેટલી નજીવી ભેટ લેઈ જવી તે નાદુરસ્ત છે તો પણ જો આ ભેટ કીડી જેવી નાતવાન અબળા લેઈ જાય તો તે વખાણવા લાયક બાબત ગણાવી જોઈએ."

મહાન સત્તાવાન માલેક અખિલ વિશ્વનું ભલું કરો તેવી અનેક ભલી દુવાઓ સાથે—

| | |
|---|---|
| ( હૃદય મંદિર ) | દુવાગીર સેવક |
| મુ. પાલણપુર | અમૃત એમ. શાહ. તેઃ— |
| | "હૃદયયોગી." |
| તા. ૯–૧૨–૨૫ | ( મહેમદાવાદ વાળા. ) |

*Solomon The Wise; જે પૃથ્વી અને આકાશનો સર્વથી ડહાપણવાન રાજા થઇ ગયો, એવું ખ્રિસ્તીઓ, અને મુસલમાનો માને છે, અને જે રાજા મૂંગાં પ્રાણીઓ અને પશુ, પંખીઓની ભાષા જાણતો હતો એમ જણાવવામાં આવ્યું છે.

# " અમૃત હૃદયોદ્ગાર."

( ગઝલ-સોરઠી )

દુવા ગુજારૂં ભાવથી, માલેક તે કરજો સફળ !
ઉદ્ધારશો ભવ નાવથી, થાએ જીવન યાત્રા સફળ !
કુલ કોમને શાન્તિ થતાં, ભવ-તાપ સૌના વામજો !
**જરથોશ્તી આખી કોમમાં, મિનોઈ રોશની જામજો !**

બચાવતાં બરબાદીથી, આબાદી સૌને બક્ષજો !
દાદાર સત્તાવાન છો ! જીવન બધાંનાં રક્ષજો !
દીન ભક્તિનો ચેરાગ જે, હૈયાં વિષે ઠંડો દીસે !
**હોજો પ્રકાશીત તે સદા ! જરથોશ્તી કુલ આલમ વિષે !**

ઉત્સાહથી સૌ ભાગ લે, જગ હિત્તનાં કામો મહી !
સ્વધર્મમાં આગળ વધે, હોજો જીવન તેવાં અહી !
આતશ તણું ખુબ જોર—દીપી નીકળે જ્યાં ત્યાં ખુદા !
**જરથોશ્તી આખી કોમની, હરજો સકળ ભય આપદા !**

ભવિષ્યમાં મહાકાર્યો જે, બનનાર છે તેમાં બધાં !
અતિહર્ષથી હિસ્સા લીયે, અવ્વલ તરીકે સર્વદા !
ભિન્નતા તણા પડદા તુટે ! એવાં જીવન મ્હેલાવશો !
**જરથોશ્તી આખી કોમમાં, મિનોઈ નુર ફેલાવશો !**

માલેક સત્તાવાન છો ! હરશો તિમીર પટ સર્વના !
ફેશન નકામી સૌ ભુલે ! મ્હાતાં બને નહી ગર્વના !
એવા સકળ દુર્ગુણને—ત્યાગી બધાં ધર્મે વહે !
**જરથોશ્તી આખી કોમ તેવી હો ! પ્રભુ ! અમૃત ચહે !**

અમૃત. એમ. શાહ.
" હૃદયયોગી."

# અમુક અઘરા શબ્દોની સમજણ.

---

અવિનાશી=અમર.
ફસાહત=વાણીની ચતુરાઈ.
તલપે છે=ધાએ છે.
બખેડા=ટંટા
સ્મરણ=યાદ.
આધિન=તાબે.
હાનિ=નુકશાન.
શ્રમિત=પીડાયલો.
સ્વજાતે=પોતાની જાતે.
ખાતર=માટે.
સુટેક=ઉત્તમ ટેક.
સારી=બધી.
ગ્રહણકરવું=સ્વિકારવું.
હરી=દુર કરી.
સ્વકરણી=પોતાની કરણી.
રાહ=રસ્તો.
ભાવનાં વંદન=પ્રેમનાં નમન.
અજ્ઞ=અજાણ્યાં.
રહેણુક=રહેઠાણુ=મુકામ.
ઈન્કાર કરવું=કબુલ નહી કરવું.
સાતકેશ્વરમાં=સાત ભુવનમાં.

મમ=મ્હારી.
બંદગીકેરી=બંદગીની.
આરાધના=પૂજા=સેવા.
પ્રાચિન=જૂના.
પાકઉરડાથી=પવિત્ર હૃદયથી.
નિરખવાને=જોવાને.
હેતે=વ્હાલે.
મહાજ્ઞાનિ=ઘણો વિદ્વાન.
હાલ=હેવાલ.
પાયમાલ=ખુવાર.
મોકળા=ખુલ્લા.
પ્રતિફળ=બદલો.
મનસુબો=ઈચ્છા.
કેરા=ના.
તવ=ત્હારાં.
તૃપ્ત=સંતોષ.
થકી=થી=વડે.
તણું=નું.
સર્વોત્તમ=સર્વથી ઉત્તમ.
તત્પર=તૈયાર.

---

# "કીમતી શિખામણ."

## દોહરા

### ૧

અહુરમજદની રહેમથી, ધર્મ કર્મ કંઈ થાય,
મૃત જીવન માનવ બધાં, ચાહો તેની સ્હાય.
તનમન જોડી પ્યારથી, જો તે તાત ભજાય,
એહવાં જીવન ધન્ય છે; ! આફત સૌ દુર થાય.

### ૨

મન હરણી માયા બધી, ભૂલવે સાચાં ભાન,
સાહસ ખોટાં ખેડતાં, જો જાગી મ્હેમાન !
હરદમ સ્મરજે હેતથી, માલેકનાં હેશાંન,
"હૃદયયોગી" થઈ ત્યાગજે, કામ ક્રોધ અભિમાન.

"હૃદયયોગી."

# અહુનવદ ગાથાના હાઓ

## યસ્ન હા. ૨૮ થી ૩૪

આ હાઓનાં સઘળા ફકરાઓ ગઝલમાં ઉતાર્યા છે.



## હા ૨૮

અશો જરથુશ્ત્રનાં ખ્યાલો, કલામો ને બધાં× કાંમો,
દીએ બરકત સદા સૌને; બસારત પામેલાં તેઓ;
અએ ગાથા પવિત્ર છો, તમુને હા નમન હોજો,
નમન હોજો, નમન હોજો, બધાંને હા કબુલ હોજો.

### ફકરો ૧ લો.

હું યાચું આ ખુશાલીમાં, જગત આત્મા ખુશી કરવા,
સુ–અક્કલ તે ભલાં મનની, અને રાસ્તી ભર્યાં કામો;
કરી* આબાદી અણુદીઠી, સૌથી પહેલ હા કીધી,
સ્મરણ તે હોરમજદ કેરૂં, ઉરે મમ રાહમાં જામી.

---

× The righteous cry, aud the Lord heareth, and delivereth them of all their troubles.
(Bible Psalm 34/17).

* Now do I pray with humble adoration,
With hands up lifted (at this hour) of Bliss,
O Mazda, first of all for the Holy Spirit's
Creation entire ( Created )
with (the help of) Asha;
( And I pray ) for the
inspiration of Good Mind,
Whereby I may bring soul to the Soul of
Mother Earth as well.
(Dr. Irach J. Taraporewala).

## ફકરો ૨ જો

તમો મહા જ્ઞાનિ છો સાહેબ, કરૂં છું દાદ સેવામાં,
ભલાં મન માર્ફતે પહોચું, ખુશી છું પાસ રહેવામાં;
વિનાશી આ અને પેલી, અણદીઠી દુનિયાં કેરા,
મને તું બક્ષજે લાભો, ખુશાલી સુખ પામું હા.

## ફકરો ૩ જો.

અએ વોહુમનો અષને, નિરંતર હોરમજદ+ જેવા,
કરૂં છું ગાન કીર્તિનાં, ન પૂર્વે કો હતાં તેવાં;
મળે સંપુર્ણ આબાદી, અવિનાશી સુખો જેથી,
ખુશાળી મ્હારીને માટે, પધારો ભક્તિને ભેટી.

## ફકરો ૪ થો

પિછાણી હોરમજદ કેરી, સુકામોની દુવાઓને,
પુગાડું મમ રવાનને હા, ભલા મન માર્ફત પાસે;
મને હીમત્ત× અને કૌવત્ત જ્યાં ગાથા તક રહેલાં છે,
ત્યાં ગાથા તક બીજાઓને, રહેવા રાસ્તીમાં શિખવું.

+ Blessed is the man unto whom the Lord imputeth not iniquity, and in whose spirit there is no Guile. ( Bible Psalm 32/2 ).

× જે સંતોષવાળો છે, જેનું ચિત્ત હમેશાં બરાબર રહેલું છે, પોતા ઉપર જેને કાબુ છે, મન અને બુદ્ધિ જેણે મારા ઉપર જ વળગાડી રાખેલાં છે, તેજ મારો ભક્ત છે અને મને વ્હાલો પણ તેજ છે. (ભગવદ્ગીતા ૧૨/૧૪).

## ફકરો ૫ મો.

ભણેલો+ હું બની તુજને, તથા વોહુમનોને હા !,
અરે ! ઓ રાસ્ત કહે ક્યારે, નિહાળું હોરમજદને હા !;
આએ તુજ માંથ્રની મારફત, ફસાહત વાણીનાં લીધે,
હરાવી હા અમે શકીએ, જીવો જે પાપમાં રિઝે.

## ફકરો ૬ ઠો.

અરે ઓ સત્યના દાતા, ભલાં મનથી મદદ આપો,
અને આયુષ્ય લંબાવી, નિરંતર શર્ણમાં સ્થાપો;
અએ ઓ હોરમજદ સુણો, સદા સાચ્યા સખુનોથી,
બચિત જરથુશ્તને અને અમને, ખુશાલી થાય છે મોટી;
સબબ તેના પ્રતાપોથી, દુરાત્માને× જીતી શકીએ,
નમન હો તે સખુનોને, સદા તેથી હમો ટકીએ.

---

+ મારા ઉપર જ તારૂં મન ચોંટાડ. મારામાં જ તારી બુદ્ધિને જવા દે, એટલે હવે પછી ઉંચે આવીને તું મારામાંજ વાસો કરીશ, એમાં કાંઈ શક નથી. (ભગવદ્‌ગીતા, ૧૨/૮).

× ઇન્દ્રિઓ, મન અને બુદ્ધિને તાબે રાખીને, અને મોક્ષ મેળ-વવા ઉપર જ ચિત્ત રાખીને, જે મુની, સઘળી ઇચ્છા, દેહેશત અને ગુસ્સો છોડી દે છે, તે ખરેખર હંમેશને માટે મુક્ત થયેલો જ છે. (ભગવદ્‌ગીતા, ૫/૨૮),

## ફ્કરો ૭ મો.

મને તું બક્ષજે એ અષ, દુવાઓ હા+ ભલાં મનની,
અને ગુસ્તાસ્પને મ્હારી, મુરાદો આર્મઈતી પુરજે;
અહા સાહેબ તું તો છે, હકુમતવાન મહા જ્ઞાનિ,
કરે તું મહેરબાની તો, અમુળ તવ માંથ્ર સાંભળીએ.

## ફ્કરો ૮ મો.

પુરૂષોત્તમ તું કે જે અમારો દોસ્ત છે વ્હાલા,
ખુદાને પેખવાને હા, સુફીજન જેમ તલપે છે;
ફ્રશોસ્તર અને હા હું, તલબ કરીએ× તુંને જોવા,
સુબુદ્ધિ બક્ષજે હરદમ, પ્રભુ દેદાર અરપે છે.

+ Though a poem consists of a thousand couplets, if these be lacking in sense, better a single couplet (Gatha) full of meaning, on hearing which one is at peace.

Dhammapada—101

× હંમેશ લાયક અને એકના ઉપરજ ભક્તિ રાખનારો એવો જ્ઞાની મને ઘણો વ્હાલો છે પણ જે જ્ઞાની છે તે હું પોતે જ છું, એટલે તે મારૂં પોતાનું જ રૂપ છે. મને પામવો એ જ ઉંચામાં ઉંચી ગતી છે એમ જાણીને તે એક ચિત્તે મારા ઉપર જ ભરૂસો રાખીને રહે છે. (ભગવદ્ગીતા, ૭/૧૮).

## ફકરો ૯ મો.

બની બુદ્ધિ પવિત્ર તો, પછીથી પાક મનડાને,
તથા અષને નહી કરશું, અસ્વચ્છ કુ વિચારોથી;
‡અમો ભકતો કે જેઓએ, કીધી કોશેશ+ ભકિતમાં,
અને તાલીમ લીધી છે, અજબ તવ ગાન શકિતમાં;×
અએ વોહુમનો અને ઓ અષ, અમશાસ્પંદ તમ જેવા,
તણી કીમતી મદદ છે હા, તમારી ભકિતમાં રહેવા.

---

+ Praise ye the Lord; for it is good to sing praises unto our God; for it is pleasant; and praise is comely. (Bible. Psalm 147/1).

‡ Receive my instruction, and not silver; and knowledge rather than choice gold. For wisdom is better than rubies; and all the things that may be desired are not to be compared to it.

(Bible Proverbs. 8/10–11).

× જેગાથાઓ હમુને રક્ષણ આપનારા બચાવ કરનારા તથા મીનોઈ ખોરાક જેવા છે. યસ્નહા. ૫૫

## ફકરો ૧૦ મો.

જેઓને સત્વ મનવાળાં, પીછાણ્યાં છે તેઓની તું,
સફળ કરજે હ્રદય ઈચ્છા, પુગે ઓ હોરમજદ તુંને;
હું જરથુસ્ત્ર જાણું છું કે હા, કલામો ભકિતનાં× ત્હારા,
ધરાવે છે મહા શકિત, ખચિત તે માંથ્રની વ્હાલા.

## ફકરો ૧૧ મો.

બહુ કીમતી કલામોની, મદદથી હું શકીશ રાખી,
વિચારો શુભ ને રાસ્તી, જીવનભર હા નજર નાખી;
અએ ઓ હોરમજદ કહેશો, જણાવી હું શકું સૌને,‡
શિખવજો આપ જાતે કે–પહેલાં કેમ પેદા થઈ આ દુનિયાં.



× And (those) whom Thou knowest,
on account of their Asha,
And on account of (their) Good-mind,
( as being ) full of wisdom,
(And as) upright, O Mazada-Ahura,
For them fulfill ( their )
desires through attainment,
For I know, in very truth,
(that) successful with Ye,
(Are) prayers for Salvation,
for (our highest) Yearnings.
( Dr. Irach J. Taraporewala ).

‡ Hear my cry, O God; attend unto my prayer. From the end of the earth will I cry unto thee, when my heart is overwhelmed; lead me to the rock that is higher than I.

(Bible Psalm 61/1-2).

# હા ૨૯

## ફકરો ૧ લો.

તમારી પાસ કીધું છે, પુકારી જગ્ત× આત્માએ,
કીધી પેદા મને શાને, અરે ઓ હોરમજદ આપે!
બખેડા જુલ્મ આવે છે, અહાહા હું પરે ભારી,
તમો વિણુ છે નહિ કોઈ, કરે રક્ષા ખરે મારી;
+મને તેથી શિખવજો હા, ભલો ઉદ્યમ બચાવાને,
બળાઓ સૌ દફે કરીને, ચહુ તમ ગાન ગાવાને.

---

× Unto ye did the Soul of Mother-Earth complain,
Wherefore have ye created me ? Who fashioned me ?
Me doth wrath and rapine (and) cruelty,
Enmesh, and outrage and aggression,
For me there is no other help than ye,
So pointout unto me a good Protector.

[ Dr. Irach J. Taraporewala ].

+ To everything there is a season, and a time to every purpose under the heaven. A time to weep, and a time to laugh; a time to mourn and a time to dance. (Bible Eccl: 3/ 1–4.)

### ફકરો ૨ જો.

તે કારણ હોરમજદે અષને, પુછયું કે કોણને નિમવો?
કરે સંભાળ ખલકતની, બની સરદાર તે તેનો;
બચાવે× તે બધી ખલકત, તથા તેપર કરે સત્તા!
દુનિઆંની કરે વૃદ્ધિ, કહેની કોણને ગણીએ?
ઉભા જે થાય છે જુસ્સા, બુરા જીવો તણા હા હા,
હઠાવી તે શકે તેને, આ ખલકત દુઃખ પામે ના.

### ફકરો ૩ જો.

જણાવ્યું પાક દીલડાથી, અષે હા હોરમજદને કેઃ—
નથી તે ઘાતકી સરદાર, જગત માટે રહેમી છે;
નથી હું જાણતો કોને, આ દુનિયાંના જીવો* માંહી,
વધારી તે શકે આગળ, વહે જે રાસ્તીમાં આંહી;
હૈયાતી ભોગવે છે જે, તેમાં સાથી જોરાવર તે,
જેના માટે મદદગારો, હુકમ આધિન હા રહે તેના.

---

× હે ભારત! જ્યારે જ્યારે ધર્મ ઝાંખો થઈ જાય છે, અને અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું પોતે (શ્રી કૃષ્ણ) અવતાર લઉં છું. સાધુ પુરુષોનો બચાવ કરવા અને પાપી માણસોનો નાશ કરવાને માટે અને ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે યુગે યુગે હું જન્મ લઉં છું. (ભગવદ્‌ગીતા, ૪/૭–૮).

* Neither do men light a candle and put it under a bushel, but on a candle stick; and it giveth light unto all that are in the house.

Think not that I (Christ) come to destroy the law, or the prophets; I am not come to destroy, but to fulfil. (Bible Math. 5/15–17).

## ફકરો ૪ થો.

દેવોથી તેમ જીવોથી, થયું છે ને થશે જે જે,
બધી તે બાબતો કેરાં સ્મરણ, હા હોરમજદને છે;
છે ઈનસાફી અરે પોતે, ભલાં બુરાં તણાં હા+ હા,
નમન તે હોરમજદને છે, અમો આધિન તેના હા હા.

## ફકરો ૫ મો.

આએ સો બાબતો માંહી, પુછયા સવાલો જુદા જુદા,×
જગત આત્મા બધા સાથે, ખરે મેં હોરમજદને હા.
તે ખાતર× આજીજી સાથે, સ્તુતિના ગાન હા ગાશું,
અમો સૌ હોરમજદ કેરાં, સ્મરણ ખુબ ભાવથી ચ્હાસું;
પ્રમાણીક હાલમાં જીવન, ગુઝર થાતાં નથી હાનિ,
બૂરા જીવો નજીક ના ના, ક્ષમિતજન હા કદી જાશે.

---

+ Let your light so shine before men, that they may see your good works, and glorify your father which is in Heaven. Bible Math. 5/16

× Thus we too beseeching with
hands uplift to Ahura,
I and the mother Cow, with
questions in doubt press Mazda;
Not on the diligent Saint let
destruction fall with the faithless.
(Mills.)

## ફકરો ૬ ઠો.

સ્વજાતે ને ખુલાસાથી, જણાવ્યું ખાસ સર્વજ્ઞે;
નમન તે હોરમજદને હો, આબાદી આપતા સોને;
અહાહા રાસ્તીને લીધે, જણાએલો* નથી મુજને,
સીવાએ તું વિના બીજો, નિમું જરથોશ્ત હું તુંજને;
ખચિત આબાદિ+ તું કરશે, બધી ખલકત તણી હા હા,
અને હા દીનને માટે, મહેનત તું કરીશ હા હા;
જાણાએલો નથી એકુ, અહુને હા રતુ મુજને,
સબબ મેં જગતકર્ત્તાએ, કીધો પેદા અહા તુંજને.

---

+ કર્મયોગ અને ભક્તિયોગના ફેલાવા માટે.—ચેતરજી.

* જેનાં (યાને પેગમબર જરથોશ્તના) જન્મમાં તથા વધવામાં પાણી, તથા ઉરવરો ખુશાલ થયાં; વળી તેમનાં જન્મવામાં તેઓ વધવા લાગ્યાં અને સ્પેનાંમીનોની તમામ પેદાયશો શાબાસીનો પોકાર કરવા લાગી. (ફરવરદીન યશ્ત ફકરો ૯૪)

## ફકરો ૭ મો.

બનાવી માંથ્રવાણી આ, અશોઈ માર્ફતેજ હા હા,
નમન હો હોરમજદને, તે આબાદિ ઇચ્છનારો છે;
ખરે ખલકત અને સચ્ચા, જગત જીવો તણી ખાતર,
નસીહતનાં કલામોને, કીધી આબાદી હા પોતે;
અએ ઓ હોરમજદ કહેની, કયો તદ શખ્સ છે એવો,
જે બક્ષે,× માંથ્રવાણીને, આબાદી સુવીચારોથી.

## ફકરો ૮ મો

સ્પીતામ તેજ છે જરથોસ્ત, જણાયો છે મને જગમાં,
શિખામણ એકલે સુણી, કહે છે હોરમજદ કે હાં;
ખરે તે હોરમજદ માર્ફત, ફેલાવો રાસ્તીનો કરવા,
ચહે છે એટલા માટે, ફસાહત* આપવા માંગું.

## ફકરો ૯ મો

તે કારણ જગત આત્માએ, પુકારીને જણાવ્યું કે,
ખરે મમ દુઃખની વેળા, સુણ્યો છે સુર નબળો મેં;
પરંતુ હું ચહું છું કે, મળે સરદાર એવો એક,
મહા સત્તા ધરાવીને, સકળ સુટેકને રક્ષે;
મળે એવો મને કયારે, અહા સરદાર ખલકતમાં,
મદદ મજબુત તે બક્ષે, અહા આ સારી ખલકતમાં.

---

× For every one that asketh receiveth; and he that seeketh, findeth; and to him that knocke:h, it shall be opened. (Bible St. Math. 7/8)

* મેં તેની ઉપર પેગમ્બરનાં ઉંચા દરજ્જાની બક્ષેશ કીધી છે:—ચેતરજી.

## ફકરો ૧૦ મો.

અરે ઓ હોરમજદને અષ, કહું જરથોસ્ત હું તમને,
દીયો કૌવત અને સત્તા, મદદ જે આપતા હમને;
*ખુશાલી સુખ તે આપે, અરે હા નેક ખ્યાલોથી,
જગત આત્મા બધાંઓને, બચાવે કુ વિચારોથી;
ખુશાલી સુખના રક્ષક, ગણું છું હોરમજદ તમને,
નમન હરદમ તમોને છે, નિભાવો છો આપ હમને.

## ફકરો ૧૧ મો.

પુછે જરથોસ્ત કે કયારે, હવે મળશે હમુને હા,
વિચારો શુભ ને રાસ્તી, તથા કાબુ જગતપર આ;
અરે ઓ હોરમજદને હા, અમશાસ્પંદો કહું તમને,
×સાહસ આ કર્મમાં દેજો, મદદ પુરી સદા અમને.



---

× પોતાનાં આત્માને વિષે ચિત્ત રાખતાં, સઘળાં કર્મ મને અર્પણ કરીને, અને કાંઈ પણ આશા રાખ્યા વિના તથા હું પણું મુકી દઈને, અને મનનું દુઃખ કાહાડી નાખીને તું લડાઈ કર.

( ભગવદ ગીતા. ૩/૩૦ )

* And seek not ye what ye shall eat, or what ye shall drink, neither be ye of doubtful mind. But rather seek ye the kingdom of God; and all these things shall be added .unto you. ( Bible Luke 12/29-31 )

# હા ૩૦

## ફકરો ૧ લો.

થવા વાકેફ ચ્હાનારા, વીગતો દીનની સઘળી,
×છે શકિત ઈશ્વરી બે હા, સેતાએશ હોરમજદની;
આરાધના ભલાં મનની, સુભકિત રાસ્તીની મારફતે,
મહામંત્રો મળેલાં છે, ખુબીવાળાં કહું તમને;
ગણું છું હું ખરે વ્હાલે, છે શિખવા જોગ તે તો હા,
અમુલા આત્મબોધોથી,+ સદા છે લાભ દેનારા.

## ફકરો ૨ જો.

સુણો મમ શુભ નસીહતો, કહે જરથોસ્ત પેગમ્બર,
કરો દરીઆફત હા તેપર, તમારી ખ્યાલ શક્તિથી;
અવલ તે મહા બનાવોની,* પોતાની જાતને માટે,
એતેકાદ ઘટે હોવો, થજો વાકેફ બાબે તે.

---

× સઘળાં કર્મો થાય છે, તે પ્રકૃતિનાં ગુણોનિજ પ્રવૃત્તિ છે, અહંકારથી જેની અક્કલ ઢંકાઇ ગયલી છે તે એમ માને છે કે "કરનારો હું જ છું.". (ભગવદ્ગીતા. ૩/૨૭).

+ જેથી તમો અનંત રોશનીમાં પરમ શાંતિ મેલવો.

ડો. એરચ જે. તારાપોરવાલા.

* નવયુગ, મોટી કસોટીનો વખત. (ચેતરજી).

## ફકરો ૩ જો.

જેઓ છે જોડીયા પોતે, મીનો તે બેઉ આપસમાં,
કીધી વાતો ઉમંગેથી, મલીને બેઉ આપસમાં;
મીનો તે બે વિચારોમાં, તથા સૌ કામની માંહી,
સખુનમાં છે બહુ સારા, તથા નરસા ખરે આંહી;
સ્વિકારી તેમણે રાસ્તી, ડહાપણવાન છે જેઓ,
બુરી દાનત વાળાને, રૂચ્યો નાં તે મીઠો મેવો.

## ફકરો ૪ થો.

મીનો બે તે મલ્યા જ્યારે, શરૂમાં એકબીજાને,
બનાવ્યાં તેમણે ત્યારે, ખરે હા જીંદગીને× નાશ;
હૈયાતી જ્યાંસુધી છે હા, અરે આ ખલ્કની ત્યાં તક,
ખરે તે ચાલશે તેમજ, નસીહતનાં આ કલામો છે;
સુણો ઓ સજ્જનો સૌકો, જણાવું બે મીનો બાબે,
દુશમત ખુબ બદવાળો, ગણાએ અંગ્રોમીનો છે;
સ્પેનામીનો ખરે તે છે, ખજાનો હા ભલાઈનો,
જીવનને રાસ્તીમાં ગાળે, અને શત્રુ ઠગાઈનો.

---

× જીવન શક્તિ ને જડતા ઉત્પન્ન કીધી. —ચેતંરજી.
જીવન તથા અજીવન સરજ્યાં; ડો. એ. તારાપોરવાલા.

## ફકરો ૫ મો.

મીનો જે બેઉમાંથી હા, હતો બુરો* બહુ જાતે,
ગ્રહણુ કીધું અરે તેણે, સૌથી કામ બહુ બુરૂ;×
રહે છે જે મીનો સૌથી, ખરે મજબુત આકાશે,
કરે આબાદિ તે સૌથી, ગ્રહણુ રાસ્તી કરી જાતે;
વળી એતેકાદ ધરી જેઓ, દીન પર નેક કામોથી,
ખુશાળી હોરમજદને દે, તેઓએ પણ લીધી રાસ્તી.

---

*અશો (માણુસ) પોતાની મરજી પ્રમાણે રાજ કરનારો થાએ. દરવંદ યાને પાપી માણુસ દુઃખમાં પડેલો, સ્પેનાંમીનોની પેદાયશો-માંથી બહાર કાહાડી મુકેલો, નીશફળ નીવડેલો અને બીનહકુમતનો થાએ. (યસ્ન હા. ૬૦)

× Who so ever is overpowered in this world by this base and poisonous Craving, his grief grows from more to more like the deeply rooted Birana grass. (But) whosoever, on the Contrary, over powers in this world this base Craving, which is difficult to be conquered, from him suffering falls off even as a drop of water from the lotus leaf. Dhammapada 355–336

## ફકરો ૬ ઠો.

તફાવત ના શકયા સમજી, બરાબર આ મીનો બેના,
અને આવ્યા સવાલો પુછવા, દીન વિષે કઈક;
અહા તરફેણ વાળાઓ, ગણાતા જેઓ દેવોની,
કરી ચર્ચા ખુલાસાથી, હરી શંકાજ તેઓની;
*કીધા ત્યારે તદન માત, છતાંબી હા ગ્રહણ કીધો,
બુરો વિચાર તેઓએ, વીસારી રાહ આ સીધો;
અવિચારી વળ્યા તેઓ, ગુસ્સાના દેવની રાહે,
ખરાબી ×ખલ્કની કરવા, કહો કલ્યાણ શું થાએ?

---

* મારૂં આ માનીને, જે માણસો તે પ્રમાણે ચાલે છે, તેઓ શ્રદ્ધાવાળા છે અને ખામી કાહાડનાર ન હોવાથી તેઓ કર્મનાં જે બંધો છે, તેમાંથી છુટા થાય છે; પણ જેઓને માંરૂં કેહેવું ખામીવાળું લાગે છે, તેઓ અક્કલવગરનાં, કેવળ મુર્ખ અને નાશને તાબે થઇ ગયલા તારે જાણવા. (ભગવદ્ગીતા ૩--૩૧--૩૨)

× But I say unto you,
love your enemies,
bless them that curse you,
do good to them that
hate you and pray for them
which despitefully use you,
and persecute you.

( Bible Math. 5/44. )

## ફકરો ૭ મો.

પહોંચી આર્મઈતી બળવંત, મદદે તે પ્રમાણિકને,
હકુમત રાસ્તિની સાથે, તથા હા નેક ખ્યાલોથી;
તથા તે દીનના દેહે, કીધી બક્ષીસ *કૌવતની,
પહેલાં જેમ તું આવ્યો, પેદા કરનારની સાથે.

## ફકરો ૮ મો.

અરે જ્યારે ગૂનેહગારો પરે, શિક્ષા પુગી જાશે,
ખરે તે તક ભલાં મનથી, બધાંઓ તુજને ચ્હાશે;
અએ ઓ હોરમજદ ત્યારે, કહેશે બાદશાહ તુજને+,
જેઓ જુઠાઈને જાતે, અશોઈ હસ્તમાં દે છે;
તેઓને હોરમજદ તું તો, સદા સુબુદ્ધિ શિખવે છે.
નમન હોજો, નમન હોજો, બધાંને તુજ રિઝવે છે.

---

*Self is the Lord of self (what other Lord could there be.) Self is the goal of self; therefore control thy self as a merchant controls a horse of noble breed.

Dhammapada—380.

+ જેમ જેમ તરીકત પાલતા જશો, તેમ તેમ ગેતીમાં ભલાઇ પંઠરાશે અને દુજનાશ પામતો જશે. તરીકત અને ચરન ઉપર ઉસ્તવાર રહો, અને તેનો ફાયદો લઇને બીજાને આપો. જુઠાઈ આખરે તો જવાનીજ છે અને ફશોકેરેતી થવાની જ છે, માટે ભલી ખેરદ વાપરીને તે વખતને નજદીક લાવો. (ડો. ચીનીવાલા)

## ફકરો ૯ મો.

જેઓએ આય દુનિઆંને, કીધી આબાદ તેઓની,
બરાબર હો અમો થઈએ, ભલા મનની મુરાદોમાં;
હકુમત હોરમજદનીમાં, બધા સરદારો રહી હરદમ,
અશોઈ માર્ફતે થાએ, મદદ ટેકાઓ દેનારા;
સબબ કે જે તરફ ડહાપણ,× કરે મુકામ પોતાનું,
મનશ્ની સારી વાળાઓ, સખ્સ તે બાજુમાં હોએ.

## ફકરો ૧૦ મો.

ભલી કીર્તિ મહી જેઓ, અરે છે જન્મ પામેલા,
જ્યારે તેઓ હોરમજદનાને બહમનના તથા અષના;
મુકામે *થાય છે સામીલ, ત્યારે શું થાય છે સુણો,
દુટેલો થાય છે ટેકો, તુરત તે નાશ કરતાનો.

---

× જ્યારે બી (અમારૂં) ચિત્ત શંસયમાં ડોલે ત્યારે (અમો) અડગ શ્રદ્ધા ધરાવતા થઇએ. (ડો. એ. તારાપોરવાલા)

* તેઓ વોહુમનો, અપ અને મઝદની મહેરબાનીમાં મલી જાય છે. ( ચેતરજી ).

## ફકરો ૧૧ મો.

અએ ઓ માણુસો સુણો, સુખોને સંકટો બાબત,
સ્વકરણી સાર કીધા છે, નિયમો હોરમજદે જે;
શીખો તે સૌ તમે ભાવે, અને જાણો હૃદયથી હા,
જીવો જે પાપ કરનારા, દુઃખો તે પામશે હા હા;
વખત લાંબા સુધી પોતે, ન તેમાં કાંઈ શંકા છે,
+દોઝખ દુઃખનું છે એમ, કહે સાહેબ પેગમ્બર;
પણ ચાહે જે રાસ્તિ, નિરંતર સુખ× તે પામે,
નમન હો હોરમજદને હા, ઉરો સૌ પાક થઈ જામે.



---

+ત્યારે દાદાર અહુરમજદે જવાબ આપ્યો કે દુષ્ટ તથા પાપી માણસનું રવાન "કાંમને મોઇ જાંમ" નામના ગાથાના કલામો ભણતું, પોતાનાં માથાં આગળ ખચીત જાય છે અને બોલે છે કે "કઈ જગ્યાએ હું વલાણ લેઉં. અએ હોરમજદ કઇ તરફ વલણ લઇને હું જાઉં." ( હાદોખ્ત નુસ્ક )

× આ મુજબ કે દુજનો સ્વીકારનાર, લાંબો કાળ સજા (ભોગવશે), તથા અશોઇની રાહે ચાલનાર, શાંતિ (મેળવશે) તો પછી અમર્ગી (તમારી જ) છે. ડૉ. એ. તારાપોરવાલા.

# હા ૩૧

## ફકરો ૧ લો.

કહે જરથોસ્ત પેગમ્બર, બધા ખાહેશમંદોને,×
કલામોને શિખામણો, કરૂં જાહેર હું તમને;
દરૂજના બોધથી જેઓ, અશોઇનાં મુલકોને,
બીગાડે છે તેઓ માટે, ખરે આએ કલામો છે;
ફેદા જેઓ થયલા છે, અહાહા હોરમજદ માટે,
તેઓ માટે કલામો આ, નિરંતર ખુબ ઉત્તમ છે.

## ફકરો ૨ જો.

નહી જો માનસે બાબત, શરૂમાં દીનની કોઈ,
એતેકાદ થશે તેનો, વધુ મજબુત પાછળથી;*
તુને ખાવિંદ બધાંઓનો, પિછાની હોરમજદ સૌ કો,
શરણુ તુંને આવશે હરદમ, રહેમત પામવા માટે;
અહાહા આપણી નેકી તથા હા જીંદગી પણ છે,
નમન હોજો નિરંતરનાં, ખરે તે હોરમજદથી છે.

---

× Enter ye in at the strait gate; for wide is the gate, and broad is the way, that leadeth to destruction, and many there be which go in thereat. (Bible St. Math. 7/13)

* આ (દ્રુજની શિખવણીને) કારણે પસંદગી કરવાને સમયે સાચો માર્ગ ખુલ્લો નજર આવતો નથી, તેથી હું તમો સઘળા સમક્ષ આવી ઉભો છું. ( ડો. એ. તારાપોરવાલા ).

## ફ્કરો ૩ જો.

હડે જે દીનને માટે, તથા દીનચાશીદારોને,
ફીખી બક્ષીસ તેને છે. બહોળી હા ખુશાલીની;
+ખુશાલી તે અએ મીનો, હમારી રાસ્તીને તેજી,
લીધે તું બક્ષજે હમને, વિનંતી ભાવની છેજી;
અરે ઓ હોરમજદ તારાં, મહોડાંની જબાંનથી,
કહે તું તેથી સૌ કોને, યકિન દીનપર રખાવું હું.

## ફ્કરો ૪ થો

કરે હોરમજદ પોતે, તથા તાબાના સરદારો,
પુરી જો મહેરબાની તો, નમનતાઇ તથા રાસ્તી;
બધાથી નેક ×મનશ્નીની, ખરે માર્ફત માગું છું,
મહા બળવાન સત્તાને, હું મારી જાતને માટે;
જેની કુમક થકી હા હા, બધી નારાસ્તીને હરદમ,
તોડી પાડી હમો શકીએ, નમન હો તેમને હરદમ.

---

+ Give ear to my prayer, O ·God; and hide not thyself from my supplication. Attend unto me, and hear me; I mourn in my complaint and make a noise. In God, have I put my trust; I will not be afraid what man can do unto me. ( Bible Psalm 55/56 ).

× સર્વોત્તમ ભક્તિની મદદથી હું (એ પ્રકારે) સાધના કરીશ. જેથી અમુને સંપૂર્ણ બળ સાથની સેવાશક્તિ મળે.

( ડો. એરચ તારાપોરવાલા ).

## ફકરો ૫ મો.

કહે તું હોરમજદ મુજને, વધારે નેક હોએ તે,
હું માટે જાણુવા રાસ્તી, તથા દીન કાયદા બાબે;
જેથી મારી મનશ્નીથી, હું જાણું લાભ જે થાએ,
મને વાકેફ તું કરજે, અરે ઓ હોરમજદ તેથી;
મને તે બાબે કર વાકેફ, અહા ઓ હોરમજદ વ્હાલા,
થશે જે કાંઇ નહીંને હા, થશે જે કાંઇ પણ વ્હાલા.

## ફકરો ૬ ઠો.

કરે વિદ્વાન× જે ખુલ્લા, મને હા સુખના માંથ્રો,
તથા આરોગ્યતા રાસ્તી, જણાવે હા અમર યંત્રો;
થજો સૌથી ભલું તેનું, ભલાં મનની દુવાઓ છે,
બધાંપર નેક સરદારી, સદા કાયમ રહેલી છે;
અરે હા હોરમજદ કેરી, મનશ્ની નેકને લીધે,
નમન હો તેજ સત્તાને, જણાવે રાહ તે સીધે.

---

× જે જ્ઞાની મારો સત્ય પેગામ ફેલાવે, તેને સર્વથી ઉત્તમ આનંદ મળો—જે પેગામ સંપૂર્ણતાનો માંથ છે.

(ડો. એરચ તારપોરવાલા)

## ફકરો ૭ મો.

અરે હા હોરમજદ કેજે, બધા વિચાર કરનારો,
પહેલો સર્વથી તે છે, બધાંપર રહેમ ધરનારો;
ખરે આસ્માનની બેહદ, પ્રકાશિત રોશ્નીઓ સાથે,
અહા ચેરાગનો ચળકાટ, ગયો છે હા મળી તેનો;
હર્વેસ્પ×-આગાહિથી પોતે, પોતાની મહાન શકિતથી,
પેદા કરતા છે ખલકતનો, નમન તેતે સુભકિતથી;
તથા જે આપે છે ટેકો, પોતાની શુભ અક્કલથી,
ભલા વિચાર ને તેમજ, અહાહા રાસ્તીને હરદમ;
અએ ઓ હોરમજદ મીનો, તું કે જે એકસરખો છે,
નિરંતર તેમને તું તો, આબાદી ખાસ બક્ષે છે.

## ફકરો ૮ મો.

ખરે મેં જ્યારથી તુજને, નયન મારાંમાં *રાખ્યો છે,
અહાહા ત્યારથી મુજને, નિઘેહ તારીમાં રાખ્યો છે;
તું છે પિતા ભલા મનનો, હમેશાં સર્વથી પહેલો,
તથા હા પાક મનડાંથી, સ્મરણ કરવાને લાયક છે;
અહાહા રાસ્તિના મુળ પર, તથા સૌ કામ દુનિયાંનાં,
પરે તુને ગણ્યો છે મેં, ખરે સરદારી કરનારો.

---

× તે પોતાનાં દિવ્યજ્ઞાન વડે અશનો પેદા કરનાર (છે) જે (જ્ઞાન) ભલાં મનને પણ ટકાવી રાખે છે. (ડો. એરચ તારપોરવાલા)

* જ્યારે ઓ અહુરમજદ, મેં તને મારી આંખોથી જોયો, ત્યારથી મેં તને સૌથી પહેલો અમર, આરાધનાને લાયક, નેક મનસ્નીનો પીતા, અશોઇનું ખરૂં મૂળ, અને જીંદગીના તમામ કામોનો સાહેબ, મારા મનમાં ધારી લીધો. —ચેતરજી.

## ફકરો ૯ મો.

પુરે પુરી મનશ્ની છે, અએ ઓ હોરમજદ તારી,
અને દુનિયાં બનાંવવાની, મિનોઈ બુદ્ધિ છે ભારી;
શખસ કે જે ઉદ્યાગી થઈ, પોતાની જીંદગી ગાળે,
અગર જે ના કરે તેવું, તેઓને ન્યાયથી તારે.

## ફકરો ૧૦ મો.

અહા આ જગતના લાભો, તથા આબાદિ કરનારો,
પસંદ તેણે કીધો છે હા, ખેડુતને× બેઉ માંહેથી;
અહાહા રાસ્તિને રક્ષે, વધારે સુ–મનશનીથી,
નમન કોટી સદા હોજો, અહાહા હોરમજદ તુજને;
+જીવો જે આળસુ છે ને, ઠગાઈ ખુબ કરનારા,
તેઓને સુ–કલામોના, નહિ તે લાભ મલનારા.

× પોતાનાં રેહબર તથા રક્ષક તરીકે, ત્યારે તેણે (એવાને) પસંદ કર્યો જે અશોઈ ધરાવનાર સરદાર તથા ભલાં મનનો વધારનાર હોય. ( ડો. એરચ તારાપોરવાલા )

+ " The real evil proceeds from human intelligence and its origin rests entirely with reasoning man who dissociates himself from Nature. Humanity, then, alone is the true source of evil. Evil is the exaggeration of good, the progeny of human selfishness and greediness.... The origin of every evil whether small or great is in human action, in man whose intelligence makes him the one free Agent in nature. "
( Letters )

## ફકરો ૧૧ મો.

અએ ઓ હોરમજદ જ્યારે, તેં તારી ખ્યાલ શક્તિથી,
બનાવ્યાં માલ મીલકત સૌ, પહેલાં શુભ રાસ્તિથી;
તથા આબાદિને ખાતર, ભલા જે કાયદા કીધા,
ત્યારે તેં બુદ્ધિની સાથે, જીવનના રાહ આ દીધા;
વળી સૌ કામ કરવાની, દીધી શકિત અમોને હા,
ધરમ ફરમાનો આપીને, નમન હોજો તમોને હા;
હમારી ભાવના હોએ, ભલાં જે કામ કરવાની,
તથા જે દીન ફરમાનો, ઉપર યકિન ધરવાની;
પુરાં સૌ પાડવાને તેં, દીધી તાકાત× હા અમને,
અમારાં ભાવનાં વંદન, કબુલ હોજો સદા તમને.

## ફકરો ૧૨ મો.

જુઠું જે બોલનારા છે, અગર જે રાસ્ત કહેનારા,
ભણેલા કે અભણ છે હા, રહે છે તેમની બાજુ;
અહીં અંતઃકરણથી કે પોતાની હા મનશ્નીથી,
અવાજો કહાડે છે જેઓ, નિરંતર તેમની બાજુથી;
મીનો એને પુછે છે તું, તરફ જેનું વલણ* છે હા,
પછી તુર્તજ મનશ્નીથી, અહાહા તેજ બાબતમાં.

---

× જેમાં ઇચ્છાને પસંદગી (નું છુટાપણું) બક્ષવામાં આવ્યું છે.
—(ચેતરજી).

* પ્રત્યેક (મનુષ્યનાં) હૃદયની તથા મનની તથા આત્માની પાસે આરમઈતી ખડી રહે છે અને સંશય (પેદા) થાય છે ત્યારે ઉત્તર દે છે.　　　　(ડો. એરચ તારપોરવાલા)

## ફકરો ૧૩ મો.

જાહેર કે હા છુપી રીતે, સવાલો જેહ પુછે છે,
અગર કો શખ્સ પામે છે, નાહાના આરોપની શિક્ષા મોટી;
બધું તે તું અરે સાહેબ, નિહાળે તીવ્ર નેત્રોથી,
સદા હા રાસ્તીની સાથે, નમન હો હોરમજદ તુજને.

## ફકરો ૧૪ મો.

બને છે હાલ જે કાંઈ, અને હા જે હવે થાશે,
પુછું તે બાબતે તુજને, અહાહા હોરમજદ આજે;
વળી જીવો અષો જે છે, સુકામોનો ભલો બદલો,
તથા પાપી જીવો માટે, સજાઓ જે તું બક્ષે છે;
તથા જે રીતની કરણી, મુજબ બેઉ તણાં ફળ હા,
છેવટે થાએ તે બાબે, પુછું છું હોરમજદ તુજને વ્હાલા.

## ફકરો ૧૫ મો.

અટકતો જે નથી ઈસમ, બની બદકાર મ્હાલે છે,
લઇ પૈસા અવેજે હા, કતલ કરતોજ ચાલે છે;
જુલમ ગુજારનારા તે, તથા ખેડુત કે જેઓ,
બની નહી ઘાતકી કો દી, માણસ કે ગાએપર× તેઓ;
તેવા ખેડુતની ઉપર જુલમ ગુજારતા જેઓ,
તથા બદકાર જન જે છે, શું શીક્ષા પામતા તેઓ ?
અએ ઓ હોરમજદ વ્હાલા, તે બાબે હું પુછું તુજને,
નમન હું ભાવથી કરતો, રહેમી તું કહે મુજને.

---

× ભલી ખેતી કરનાર—ગોસપંદી ગતીએ ભલાંને લઇ જનાર એટલે બધાંને "પસેઉશ"નાં ભેદે પુગાડનાર, ખએત્વનાં ભેદે પુગાડનાર, મોક્ષનાં ભેદમાં લઇ જનાર. ( ડો. ફ. ચીનીવાલા ).

## ફકરો ૧૬ મો.

ભલી દાનેશ વાળાએ, અહાહા રાસ્તીની સાથે,
કીધી કોશેસ જો હોએ, આબાદિ દેશની કરવા;
અને ઘર શહેરની સત્તા, વિષે વૃદ્ધિ ચહે છે જે,
ગણાએ તે કહો કેવો? પુછું છું આજ તે બાબે;
તે પોતે હા બને ક્યારે, ત્હારી× સંફ્નો કહેની,
કેવાં હોય કામ તેનાં? પુછું તે બાબતે કહેની?

## ફકરો ૧૭ મો.

પસંદ જે રાસ્તીને કરતો, અને જે દુષ્ટ માણુસને,
ચહે તે બેઉ માંહી હા, ઉંચા દરજ્જે કહો કોને?
ભલા વિદ્વાન જે હોએ, ખૂબી સમજાવતા તેઓ,
અહાહા દીનની બાબત, શિખવતા અજ્ઞ છે જેઓ;
ઈસિમ* જાહેલ છે જેઓ, તેઓને ધર્મનાં કામો,
શિખવવા સોંપવાં નહીં હા, નિરંતર રાસ્તીમાં જામો;
અએ ઓ હોરમજદ તારાં, ભલાં મનની નિશાનીઓ,
સદા જાહેર કર અમને, દફ્ન સૌ થાય ખામીઓ.

---

× એવો (મનુષ્ય) કેવાં કર્મો કર્યાથી અને કેટલા સમય પછી—તારો પોતાનો બની જાય—અએ મજદા—અહુરા.

( ડો. એરચ તારાપોરવાલા ).

* અજ્ઞાન પુરુષ આડે માર્ગે અમુને ન ભરમાવે, ભલાં મનનો માર્ગદર્શક અમારે માટે—અએમજદા અહુરા—તું થજે.

( ડો. એરચ તારાપોરવાલા )

## ફકરો ૧૮ મો.

શિખામણ દુષ્ટ માણુસની, તથા હા તેમના વચનો,
તમારા માહેથી કો દીન, જરા નવ કોઈ સાંભળશો;
સબબ કે ઘેર ને મ્હોલ્લે, અગર કે શહેરને દેશે,
બતાવે સંકટો બહુ હા, કરો સૌ દુર તેઓને.

## ફકરો ૧૯ મો.

અયે ઓ હોરમજદ જેઓ, બેહુ દુનિયા તણા લાભે,
વિચારે ને સુણે રાસ્તી, જબાનો રાખતા તાબે;
તથા સાચા સખુનોપર, ભોગવતા સાહેબી તેઓ,
અને જીવન× તણા સંસારમાં, મશગુલ રહે તેઓ;
અહાહા હોરમજદ તે સૌ પામે છે જીત તારા આતશથી,
આતશ જે હરદમ, અહા આ ખલ્કમાં રોશન છે.

## ફકરો ૨૦ મો.

ઠગે છે જે અશો જીવને, રહે અંધારમાં રહેણુક,
વખત લાંબા સુધી હા હા, તેઓના મ્હોતના કેડે.
અને હા તેમનું ખાણું, સદાએ હોએ છે ઝેરી,
અને પાકાર તેઓના, નિરંતર હોએ છે દર્દી;
અરે ઓ પાપ કરનારા, તમારી બદ ધાનતો,
તમોને અંધ દુનિયામાં, પુગાડે પાપ કર્મોથી.

---

× સંસારમાં રહેવું, પણ સંસારના ભોગવટાથી જે દુર્ગતી નીકલે છે તેને દીન પ્રમાણે પરહેજ કરવી અને પોતામાંથી ભલી ગતીનાં આતશને તેજ કરવો. (ડો. ચીનીવાલા)

## ફકરો ૨૧ મો.

બન્યો છે દોસ્ત જે ઇસિમ, પોતાનાં શુભ કામોથી,
અહાહા હોરમજદ કેરો, પોતાના સુ—વિચારોથી;
બક્ષસે તે ઇસમને હા, અહાહા હોરમજદ પોતે,
પોતાની ખુદીથી, અહા આરોગ્યતા જાતે;
તથા હા બક્ષસે, પોતે અમર પણ તેજ ઇસમને,
અશોઈની હકુમતની, અહા સરદારી તે દેશે;×
નમન હોજો નમન હોજો, આબાદિ આપવા સાથે,
નિરંતર હોરમજદને હા, ભલા મનનાં સુખો દે છે.

## ફકરો ૨૨ મો.

ભલો છે જે સમજનારો, તથા ડહાપણવાળો છે,
જાહેર છે તેને માટે, ખરે આ બાબદો સઘળી;
પોતાની નેક શકિતથી, તથા સુ—કામથી તેમજ,
ભલા વિચારથી રાસ્તી, નિરંતર સાંભળે છે જે;
મદદ કરતા ઘણા તે છે, ઇસિમ હા હોરમજદ તમને*,
નમન હોજો હમારા હા, નિરંતર રક્ષતા હમને.



× તેને સંપુર્ણ અશોઈની દોલત (અમલ)ને લીધે, અહુરમજદ મીનોઈ હાલત, મુક્તિ, અને ત્યાગ ઉપરનો કાબુ (સંપુર્ણ ત્યાગ) બક્ષો. (ચેતરજી)

* એવો (જ્ઞાની) અશોઇને દેવી શક્તિ સાથે જોડી, પોતાનાં વચનો તથા કાર્ય વડે વધારે છે; તેવોજ (જ્ઞાની) અએ મજદા અહુરા, તારે માટે સર્વથી ઉપયોગી સેવક બને છે. (ડો. એ. તારાપોરવાલા).

## હા. ૩૨

### ફકરો ૧ લો.

કહે જરથુસ્ત્ર પએગંબર, તે સાથે કામ કરનારે,
તથા તેનાં સગાંઓએ, અને બૂરા જીવો એ હા !
મારી પયગામબરી માંહી, ખલલ કરવા ×અરજ કીધી,
પરંતુ છે ખુશાલી હા ! મ્હને તો હોરમજદ માટે.
અયે ઓ હોરમજદ વ્હાલા, પહોંચાડી હમે શકીએ,
પયગામો તારા ભલા મનથી, અને ખાલેસ દીનને હા !
તથા ફરમાન સૌ ત્હારાં, કરે ઇન્કાર છે જેઓ,
હઠાવી કહાઢનારા સૌ, તેઓને હા ! હમો થઈએ.

---

× It is written, My house is the house of prayer; but ye have made it a den of thieves.

And he ( Jesus ) taught daily in the temple, but the chief friests and the scribes and the chief of the people sought to destroy him.

( Bible Luke 19-4 )

## ફકરો ૨ જો.

કબુલ નહી રાખનારા જેઓ, જરથોસ્તી દીનનાં કલામો,
તેઓને જણાવ્યું હોરમજદે, પોતાનાં પાક દીલડાંથી;
×કબુલ જે રાખશે મ્હારાં, અરે સૌ દીન ફરમાનો,
તથા જે સભ્યતા લેશે, તેઓને હું જ ચ્હાનારો;
હશે જે મગરૂરીવાળા, તથા તુન્દાઈ પામેલા,
સદા તૂચ્છકારી કાઢું છું, તેઓને આંહી હું હા! હા!

## ફકરો ૩ જો.

પરંતુ અય બધા દેવો, અકોમનની ઓલાદના છો તમો,
આરાધે છે બહુ તમને, ખરે! ગૂમરાહ હોએ તે!
તથા પોતે ઠગારા છે, ખરે! તેઓ તણા માટે,
જગતના સાત કેશ્વરમાં, જણાએલા તમો છો હા!

## ફકરો ૪ થો.

સબબ કે હા તમો મનને, બનાવો છો પરેશાન,
તેથી સૌ માણુસો થાએ, બૂરાં કામો જ કરનારાં;
તથા તેઓ બોલે છે હા, જાણે તે દોસ્ત ના *હોએ,
ખરેખર દેવના તેઓ, બુરી મનશ્નીવાળા છે;
થતા નાબુદ જાએ છે, વળી તેઓ સદા માટે,
દીધેલી હોરમજદે હા, સુઅક્કળ અને રાસ્તીથી.

---

× તેઓ માટે અહુરમજદે ભલુ અંતઃકરણ અને ત્યાગ ફરમાવીને કહ્યું કે વહેવારૂ અષોઈ એક ભલો દોસ્ત છે; હું પરોપકારી ભલી આરમઇતીને પસંદ કરૂં છું. તે મારી થાય. (ચેતરજી)

* કારણ તમોએ ખોદાના ફરમાનો ઉલટાવી નાખ્યાં જેથી મનુષ્યો સૌથી બુરાં કામો કરીને દેવોના વ્હાલા તરીકે ઓલખાય છે. (ડો. એ. તારાપોરવાલા)

## ફકરો ૫ મો.

ખરે ! ભૂલ થાપ આપો છો, જીવનમાં માણસોને હા !
અમરપણા અને સુખને બાબે, અયે દેવો તમો હા ! હા !
સબબ કે અંગ્રેમેન્યુશ× ને, અકોમન નામક બદ રૂહે,
બૂરા વિચાર, સુખન બૂરા, બૂરાં કામોની માર્ફતે;
હકુમતવાન દેવો છો, જણાવ્યા છે તમુને હા !
અમો સૌ રાસ્તીને ચ્હાતાં, નથી ચ્હાતાં તમુંને હા.

## ફકરો ૬ ઠો.

હથિઆરો કે જે વિષે, જણાવ્યું છે તેનાથી હા !
નજીકમાં પામશે શિક્ષા, ગુનેગારો બચિત્ત હા હા !
મનશકિત હા ઉત્તમ છે, અયે ઓ હોરમજદ ત્હારી,
તું જાણે છે તેનાથી તો, લેવા હિસાબ કરતૂકના;
ત્હારી આ પાદશાહીમાં, ફેલાવો રાસ્તીનો થાએ,
+તે માટે મોકલેલી તેં, કલામો દીનનાં પાણું.

---

× અએ દેવો ! બુરા મીનોએ જ્યારે જાહેર કર્યું જે દરવંદનો વિજય ( થશે ત્યારે) ત્યારે તમને અસત્ય વિચારો દ્વારા આ (શિખાડયું); અસત્ય શબ્દો વડે (આવું) કર્મ (કરાવ્યું).

( ડો. એ તારાપોરવાલા ).

+ He who holding, as it were, a balance accepts only the good and rejects the evils, is a Sage, and he is a Sage by reason of this. He who reflects wisely on both the worlds is " the Sage. "

(Dhammapada 269)

## ફકરો ૭ મો.

આ એ પાપી જીવો સઘળા, નથી કંઈ જાણતા પોતે,
બૂરી શિખામણોથી તે, સખત શિક્ષા જે પામે છે;
જણાવેલું છે એવું કે, નાપાકી દુર કરવાને,
તે શિક્ષા ધાતુ× પિગળાવી, શરીર પર રેડીને થાસે;
પરંતુ હોરમજદ તું તો, તે બાબે જાણે છે સઘળું,
શિખામણ બુરી થી હરદમ, બને ગૂમરાહ માણસો.

## ફકરો ૮ મો.

આય પાપી માણસોમાં, જણાએલો તે એક જ છે,
વીંઘાંમનો છોકરો જમસેદ, દુઃખાવ્યું દીલ હા સૌનું;
ધરી અભિમાન હા જેણે, એવા પાપી *માણસોના!
શિક્ષાના વ્યાજબી ત્હારા, ચૂકાદા માંહી મળતો છું;
અરે ઓ હોરમજદ ત્હારા, ઠરાવો રાસ્તીવાળા છે,
નમન તેને તથા તુજને, નિરંતર હા! હમારા છે.

× આ પાપીઓમાંથી કોઇપણ (ખરેખરી) ફતેહમંદ પ્રગટી બાબે જરાપણ સમજતો નથી; જે જીવનનાં (અનુભવ) દ્વારાજ શિખી શકાય છે; તથા જેની કસોટી (તરીકે) ધગધગતી ધાતુ જાહેર કરેલી છે.
(ડો. એ. તારાપોરવાલા)

* એ પાપીઓમાં વીવંઘહાનનો (બેટો) જમશેદ પોતે જાણીતો છે. જેણે આપણા મનુષ્યોને સુખી કરવા ઇચ્છા કરી તથા (બધી) પેદાયેશનાં સુખની વૃદ્ધિ કીધી. (પરંતુ) અએ મજદા, તારા છેવટના ઇનસાફમાં હું એના જેવાઓથી અલગ રહું. (ડો. એ. તારાપોરવાલા)

## ફકરો ૯ મો.

અરે ઉલ્ટાવી નાખે છે, કલામો દીનનાં સઘળા,
ખરે સમજાવતા જેઓ, ખોટા ધર્મી જીવો ને હા!
તથા તેઓ બનાવે છે, ખરે! ગૂમરાહ અક્કલને,
પોતાના બદ બોધોથી, અરે સૌ જીવને આંહી;
લીધે છે છીનવી તેઓ, ખાહેશ મમ નેક નૈયતની,
તથા મ્હારી મુરાદો જે, ખરી હોએ છે મ્હારાથી;
તેથી ઓ હોરમજદને અષ, અરજ હું કરગરી કરતો,
મારી બાતેન બંદગીથી, કરજે શેકસ્તેહ તેઓને.

## ફકરો ૧૦ મો.

જે કોઈ આએ પૃથ્વીને, તથા હા સૂર્યને જોતાં,
પોતાની બેઉ આંખોથી, ઘણુ ખોટું ગણે છે ×હા!
તથા બુરા જીવોને જે, મદદ આપી રિઝાવે છે,
અને જે ખેતરોને હા, કરી વેરાન ફાવે છે;
તથા જે હા અશોજીવને, આપે છે દુઃખ જીવન માંહી,
મ્હારા દીનના કલામો તે, સખસ ઉંધા જ વાળે છે.

---

× Those who feel shame, where they ought not to feel shame, and those who feel no shame, where they ought to be ashamed, such men are consigned to hell, for they embrace false views.

(Dhammapada.)

## ફકરો ૧૧ મો.

મ્હારી શિખામણોની હા । ખૂબિથી જે જીવો આંહી,
ગુઝારે જીંદગી સારી, અને ખૂબ નેક રાસ્તીથી;
સખ્સો તેવા જણાવું છું, તેવોને હા બીગાડે છે,
ગણે છે જે બૂરાઓને, અહીં મ્હોટા જીવન માંહી;
તથા જે મેળવે છે હા ! ખરે દોલત પર કાબુ !
અરે કો શેઠની તેમજ, શેઠાણીની જીવન માંહી;
તથા જે રાસ્ત જીવોને, સહુથી નેક ખ્યાલોથી,
અહા પાછા જે રાખે છે, જીવન ગુઝારતા આંહી.

## ફકરો ૧૨ મો.

જેઓ બૂરી નશિહતથી, કરે અટકાવ માણસને,
ભલાં કામોજ કરવામાં, જણાવું હાલ તેઓનાં;
તથા જેઓ ગાય ઢોરોની,× વિના કારણ જીંદગીને,
કરે હલાક ઠઠામાં, જણાવું હાલ તેઓનાં;
તથા જે રાસ્તી ને છોડી, ચહે નાણું ઠગાઈનું,
તથા જે દીન ફરમાનો, કબૂલ નહીં રાખનારા છે;
તથા જે હોય ન્હાનારા, જૂઠા માણસની સત્તા !
તેઓને હોરમજદ તૂં તો, સદા બુરાજ માને છે.

---

× જેઓ દુન્યાને મોજીલી જીંદગીનાં સાધન તરીકે ગણવાની બૂરી સલાહ આપે છે.　　　　　　　　(ચેતરજી)

## ફ્કરો ૧૩ મો.

બની આધિન જે કોઈ, સહુથી દુષ્ટ ખ્યાલોના,
ઇચ્છે છે પામવા પૈસા,× પોતાની નીચ સત્તાથી;
તથા આબાદી દુનિયાંની, ખરાબી જે છે કરનારા,
તથા અય હોરમજદ જેઓ, પોતાની કો મુરાદોમાં;
હોએ તો પણુ રહે ના ના, જરા સંતોષ સેવીને,
તથા જેઓ પયગાંમ્બરને, હઠાવે દૂર રાસ્તીથી;
તેઓને હોરમજદ વ્હાલા, તમો બૂરા સદા ગણુતા,
નમન છે આપને હરદમ, બુરા ભાવો બધા હણુતા.

## ફ્કરો ૧૪ મો.

આ ફ્કરાનો ગુજરાતી તરજુમો "ગાથા બામાએની" માં થએલો ન હોવાથી કવિતા થઈ શકી નથી. "કાવ્ય કર્તા." *

---

× "ગેરેહમો"=હરામનાં પૈસા (કાંગા); "ગેરેહમો" નામનો તાઇફો જે લોકોને બુરાઇ તરફ દોરવી જવા માટે શિખવે છે. (ચેતરજી)

* તે બુરો મીનો જે દુન્યા ઉપર જુલમ ગુજારવાનું શિખવે છે તેના આશરામાં જે જાય છે, તેને પછી ગ્રેહમા કે કવિ લોકો કોઇ રીતે ઉપયોગી થઈ શકતા નથી અને તેનાં સઘળાં કામો ઉલટાં થાય છે. આ કામ દારૂથી જોર મેલવવા જેવું છે. ( ચેતરજી )

## ફકરો ૧૫ મો.

બેહસ્તનું સુખ હું આપીશ, મદદ કરનાર છે જેઓ,
બચિત્તતે! દીનના કામે, કહે છે હોરમજદ દાદાર;
તથા તે દીન ફરમાનો, કરે ઈન્કાર છે જેઓ,
તેઓને દૂર રાખીશહું, બેહેસ્તનાં મુકામોથી.

## ફકરો ૧૬ મો.

મ્હારાં મનના બધા શકને, ખરેખર! દૂર કરવાને,
હકુમત વાન સો કોપર, બચિત્ત ઓ હોરમજદ તું છે;
બધી રીતે સરસ સૌથી, ખરે! જે ચીજ છે મ્હોટી,
બહોળી હુશીયારીથી, બચિત તેં આપેલી તે છે;
ભલા દીનદાર માણુસની, શિખામણ× ધર્મની તે છે,
સબબ કે પાપી માણુસને, ખરે શિક્ષાજ દે છે તે;
ખાહેશ જેઓ ધરાવે છે, ફેલાવો દીનનો કરવા,
ઘટિત બદલો મળે તેનો, તફાવત ના પડે તેમાં.



× મારાં હું પણા ઉપર હું ફતેહ મેળવું, જેથી મારે માટે બેપણાનો (ભલાં અને બુરાંની હાલતનો) અંત આવી જાય.

( ચેતરજી )

# હા. ૩૩

## ફકરો ૧ લો.

દુનિયાંની શરૂમાંહી, બાંધેલા કાયદા મુજબ,
અશો તેમજ બૂરા માટે, તથા જે સખ્સનાં છે તેવા;
કામો કે જે ભલાં બૂરાં, એકજ રાહે મળેલાં છે,
કદર સો વ્યાજબી તેની, ખરેખર! તે રતુ કરશે.

## ફકરો ૨ જો.

લઢીને દુષ્ટ માણુસથી, થતી બુરાઇ અટકાવે,
તથા નીતિ ભલાઈનો, લોકોને રાહ બતલાવે;
તેઓ દાદાર હોરમજદને, કરે છે અર્પણ મોહબતમાં,
એતેકાદ બચિત હરદમ, નશંકા કાંઇ પણ રહે છે.

## ફકરો ૩ જો.

જે કોઇ રાસ્ત માણુસની, તરફ સારોજ હોએ છે,
પોતાનાથી બને તેવી સગા જેવી, મદદ કરતોજ જે રહે છે;
તથા રક્ષણ કરે છે જે, તેનાં હા માલમીલ્કતનું,
લુટારા ચોરથી હરદમ, ગણાએ કોણ તે કહું છું;
તેવો માણુસ ગણાએ× છે, બચિત્ત રાસ્તીતણા તેમજ,
ભલી મનસ્નીનાં કામો, ખરે હરદમ કરનારો.

---

× અએ અહુર, જે માણુસ સદગુણી ( માણસો ) તરફ ઘણો જ ભલો હોય, તે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે પરોપકારી યોગી હોય તોપણ તેજ માત્ર અશોઇને લગતો અને અંતઃકરણનો રક્ષક છે. (ચેતરજી)

## ફકરો ૪ થો.

ના ફરમાન બરદારી, તથા હા બદ મનશ્નીને,
હઠાવી બંદગી મારફત, શકું હું તારી આગળથી;
વળી હા બંદગીથી, હું, બધી મમ બદ ચાલોને,
મારામાંથી કરૂં દૂર હું, અએ ઓહોરમજદ રહેમી;
વળી હા બંદગીથી હું, અએ ઓ હોરમજદ તારી,
મારામાંથી કરૂં દૂર હું, તુંદી મમ ખેશી સાથની;
હું સંગે× કામ કરનારા, સાથની મમ ઠગાઈને,
તથા તાબાના માણુસની, તરફનો જે તિરસ્કાર;
તથા ગાય ઢોરને તેમજ, ખરેખર ઘાસ ચારાની,
બાબે બીન કાળજી મારી, હઠાવું તુંજ બંદગીથી.

## ફકરો ૫ મો.

અયે ઓ હોરમજદ જેછે, બધાઓમાં બહુ સારો,
સરોષ ઇજદ જે ત્હારો, મદદ માટે બોલાવું છુ;
મનશ્ની નેકના રાજ્યે, હમુને લાંબુ જીવન દે.
નીતિના માર્ગમાં પહોંચાડ, અમારી રાસ્તીને લીધે.*

---

× વૈસ્યોની બુરી મતી, ક્ષત્રીઓનો સ્વાભાવીક જુલમ, બ્રાહમનોનું અજ્ઞાનપણું અને દુન્યાની સેવા બજાવનારની નિરાશીને હું દુર કરૂં. (ચેતરજી)

* મીનો ગતીની ગોસપંદી ગતી મેળવી રહીને, તે ગતીનેદુર બીજા તરફ–આવા અંશો તરફ મોકલવા આરઝુ કરૂં છું તેમાં ફતેહ પામું. (ડો. ચીનીવાલા)

## ફકરો ૬ ઠો.

ખરે ! ખાલેશ પરસ્તેશ, તરીકે રાસ્તીની માર્ફત,
તથા બહુ નેક નેયતથી, સદા સંભાળુ છુ તુંને;
કે જેથી કામ સો મારી, મુરાદોનાં પાડું પુરાં,
અયે ઓ હોરમજદ તુંથી, આએ બે બાબતો માંગું હું;
સદા દીદાર+ માગું હું, ખરેખર હોરમજદ તારાં,
અને વળી દીન બાબેથી, કરૂં હું વાત તારાથી.

## ફકરો ૭ મો.

અયે ઓ હોરમજદ પોતે, તુ મારી આગળે આવી,
શિખવજે તું મને હરદમ, સરસ જે હોય હું માટે;
અમારી નમ્ર આજેજી, ભરેલી બંદગી ત્હારી,
હઝુરમાં તે કબુલ થાએ, અમો સૌ ઇચ્છીએ તેવું;
ભેટો તે બંદગી કેરી, વીના બીજું નથી પ્યારા,
અયે ઓ હોરમજદ સુણો, હમારી પાસમાં પ્યારા.

---

\+ An invoker unerring through Truth,
From the Best spirit will Iimplore it,
From him with this thought will I ask
how he thinks our fields shoule be
cultured;
These are the things that I seek from
Thy sight and the words of Thy counsel.
( Mills )

## ફકરો ૮ મો.

હમારો દીનની ઉપર, એતેકાદ જે હોએ છે,
શું છે મતલબ અસલ તેની, મને તું તે જણાવી દે;
અયે ઓ હોરમજદ તેથી, ભલી આરાધના ત્હારી,
અને ખુબ નેક નૈયતથી, સખુનો કીર્તિનાં ત્હારાં;
હૃદયમાં× જારી હું રાખું, સદા તે સૌ સ્મરણોને!
મ્હને તું આપજે વ્હાલા, ખચિત્ત બક્ષેસ જાથુકની;
અહા તવ મહેરબાનીની, અસલ તે ભેટ હું માંગું,
ખરે ખોરદાદની સાથે, અમરદાદ સદા માંગું.

## ફકરો ૯ મો.

વધારો હા કરે છે તે, ભલી નેકીને કૌવત્તનો,
ખરેખર હોરમજદ તેમજ, બહમન ને નમન હોજો;
આપે છે સુખ ખરે તેઓ, બધાંના કામની મુજબ,
ખચિત્ત સૌ માણસોને અહીં, નમન બસ! તેમને હોજો;
આપે છે સુખ તે સૌને, ખરેખર હોરમજદ પોતે,
રહી બહમનની સાથે, નમન બહુ તેમને છે છે;
તેઓ બેહુ* તણું ખચિત્ત, રવાનો એક દીલ હોઈ,
કરે છે કામ તે સાથે ખરે! બહુ ખુબીથી આંહી.

× દએનનાં ગુહ્ય ભેદો શિખવીને મારામાં તેમ આ કેરદારમાં ઠસાવો કે જેથી બહમન અને અરદીબેહસ્તની ભલી "તવીશી" અને અશોઇની ગતી મારામાં તેમ આ કેરદારમાં વસે. (ડો. ચીનીવાલા)

* ખરેનંધહ ઉભું થયાથી, ડહાપણ થયાથી, પતમાન અંતઃકરણમાં જામ્યાથી, તેમાં બહમન વસ્યાથી, તે બે સરદારો ખોરદાદ અને અમદાદ જે સાથે સાથે જ ચાલી રહે છે તેઓની ગતી પૂર્ણ રીતે આવી મલશે જ.　　　　　( ડો. ચીનીવાલા )

## ફકરો ૧૦ મો.

સુખી સો હાલતો જે છે, ખરેખર જીંદગીની તે,
ભોગવતાં જે હતાં માણુસ, અવલને હાલ માંહી જે;
તથા જે છે ભોગવવાનાં, પછીથી સર્વને બાકી,
બચિત્ત ત્હારી મહોબતમાં, બક્ષ તું હોરમજદ મુજને;
વળી આ તન મારાંને, ભલા મજબુત× તું કરજે,
અચે ઓ હોરમજદ વ્હાલા, મનશ્ની રાસ્તી કૌવત્તથી.

## ફકરો ૧૧ મો.

ખરે! ખુબ લાભ દેનારો, સહુથી હોરમજદ તું છે,
તથા અચ આર્મઈતી તેમજ, ખરેખર અશ તું કે જે;
કરે આબાદી દુનિયાંની, તથા વોહુમનો ક્ષથ્ર;
તમો સો બંદગી મ્હારી, સુણી હુંપર દયા રાખો.+

---

× Increase Thou in Joy our being through Thy Power, Thy Good Mind and Law.

( Mills ).

+ O Lord, who art most beneficient and Omniscient, hear me and forgive me and give to me, reason or no reason, Acteivism, substance -increasing Rectitude, Conscience and Non-chalance,

( Chatterjee )

## ફકરો ૧૨ મો.

ખરે ! બહુ વૃદ્ધિ કરનાર, તથા બદલો જે દેનાર,
ભલી ન્યામત મહી તુંછે, ખરેખર બંદગી માટે;
અયે ઓ હોરમજદ મીનો, મને તું રાખજે પાક,
અને કૌવત તું દેજે, મહારી સભ્યતા માટે;
અશોઈ મ્હારીને લીધે, બક્ષજે તું મને હિમત્ત,
અને સરદારી તું દેજે, મનશ્ની નેક મ્હારીથી.

## ફકરો ૧૩ મો.

ખુશાલી મ્હારીને માટે, તથા હાંસલ કરવાને,
ખરેખર દીનનો એલમ, મ્હને તું હોરમજદ દેજે;
આશીરવાદો પામેલી છે, ખરે હા બક્ષેસો વ્હાલા,
શહેરેવરની તથા સાથે, બહમનની અહી જે છે;
શિખવતું દીન ફરમાનો, મ્હને તે રાસ્તીની માર્ફત,
નમન છે ખુબ તને હરદમ, અએ ઓ સ્પેન્ત આર્મ ઇતિ.

## ફકરો ૧૪ મો.

કરે છે ભેટ જરથોશ્ત, ખરેખર હોરમજદ માટે,
પોતાના તનનો જાન, તથા તે નેક મનશ્નીને;
વળી ફેદા કરે છે તે, પોતાના× કામની સત્તા,
તથા તે રાસ્તીને માટે, તાબેદારી ભર્યા કલામોનાં.

---

× પોતાની સરદારી આગેવાનીની પુર્ણતા, કે જેથી ગોસ્પંદી ગતી જામે છે—જામશે, તેને બહમનને અર્પણ કરે છે; પોતાની અશોઇનાં કામોને અરદીબેહસ્તને અર્પણ કરે છે અને ઉબ્દની ગતી એટલે તરીકતો અને પાવીકતની બધી—યસ્નનાં નાદોનાંસ્તોતોની—ગતીને તેવણુ શહેરેવર—સરોશને અર્પણ કરે છે.                    (ડા. ચીનીવાલા)

# હા ૩૪.

## ફકરો ૧ લો.

ખરે ! જે કામથી તેમજ, સખુનથી ને સુભક્તિથી,
અમરપણું રાસ્તીને હકુમત, તથા આરોગ્યતા સાથે;
સહુથી પહેલાં છે અર્પણ, મળે જે હોરમજદ+ હમને,
અમારાં નેક નૈયતનાં, નમન સાથે સદા તમને.

## ફકરો ૨ જો.

અહા અંતઃકરણથી× જે, તુને અર્પણ થએલું છે,
ભલા વિચારના તેમજ, આબાદી જગ્તની ચ્હાતાં;
રવાન તે માણસો કેરૂ, ચાલે છે રાસ્તીની પુઠે,
અને સૌ કામ તેવણનાં, ખરે નેકી ભરેલાં છે;
તારી સુબંદગી માર્ફત, તથા તવ ગાન કીર્તિનાં,
થકી હું હોરમજદ ત્હારી, નજીકમાંહી સદા પહોચું.

---

+ O Lord, open thou my lips, and my mouth shall show forth thy praise. (Bible Psalm 52/15.)

× He whose soul moves with Rectitude, now offers with his heart to thee.

( Chatterjee )

## ફકરો ૩ જો.

અયે ઓ હોરમજદ તુને, તથા અષને મ્યજદ કરીએ,
એનાયત ભાવથી ખચિત્ત, હમો સ્વાધિન નમન સાથે;
ભલાં આ નેક રાજ્યોમાં, અયે ઓ હોરમજદ ત્હારાં,
બધાં જીવ જંતુઓ છે હા, રક્ષણ પામેલાં બહમનથી;
પુરો દાનેશ× મંદ તે છે, સખ્સ કે જે દરેક બાબે,
કરે છે ભક્તિ તારીને, બધાં ત્હારાં ઈજદ કેરાં!

## ફકરો ૪ થો.

અયે ઓ હોરમજદ ત્હારાં, જોરાવર ને પ્રકાશિત હા,
તથા હિંમત દેનાર, તથા ખુશાળ કરનારા;
તથા બહુ રીતથી ખચિત, મદદ કરનારા આતશને,
અમે સહુ ઇચ્છીએ તેને, ખરેખર અષની મારફતે;
અયે ઓ હોરમજદ આતશ, તારો પોતાની પુર શક્તિથી,
તે તરફ દ્વેશ કરતાને, તથા કીનો જે રાખે છે;
સખ્સ તેવાને+ પકડે છે, ખરે! મજબુતીની સાથે,
નમન હોજો નમન હોજો, અમારા તેજ આતશને.

× ખરૂં ડહાપણ પંથરાય કે જેથી માણસો ખરાં ડહાપણવાળા થઇ યઝતની મરજી પ્રમાણે વર્તે; હવે તે અંશોને તે ભલી કેરદાર, પોતાની તે મોક્ષની ગતી–મયઝદને–તે ફરેસ્તાને આપીને, આતશો મારફતે ત્યાં રહેલા સરોશ મારફતે અહુરમજદ આગળ અર્પણ કરાવે છે. (ડો. ચીનીવાલા)

+ But for the hater, O Mozda, it showeth with Javelins vengeance!

—(Mills)

## ફકરો ૫ મો.

રચેલી શાની પર છે તે, અરે ઓ હોરમજદ ત્હારી,
અમૂલી પાદશાહી ને, શું છે ખાહેશજ ત્હારી?;
તહારી દોસ્તીમાં રહીને, ખરે ! મમ નેક કામોથી,
અને હા નેક નૈયતથી, તથા રાસ્ત ધરીને હું;
કહે તું તે મ્હને વ્હાલા, કે જેથી હું શકું. આપી,
અહા આશ્રય× ગરિબોને, છે ત્હારાં તેમને આંહી,
બધા દેવો તથા ખચિત્ત, બધા બૂરા જીવોથી થઇને વેગળા.

## ફકરો ૬ ઠો.

અગર જો એ પ્રમાણે તું, ખરેખર રાસ્તી વાળો છે;
અને ઓ હોરમજદ જોતું, મનશ્ની શુભ વાળો છે;
તો બેશારત કર એવી કે, આયે દુનિયાં મહી મ્હારી,
ગુઝારૂં જીંદગી સઘળી, હું ત્હારાં ગાન ગાવામાં.+

---

× અંતઃકરણ અને અશોઇની મદદથી તારા કંગાળોને હું સુધારૂં તેમ કર. સઘળા દેવો, માણસો, અને જાનવરો કરતા તું વધારે મોટો છે, અને હું તને સર્વોત્તમ ગણું છું. (ચેતરજી)

+ Blessed are they, which do hunger and thrist after righteousness; for they shall be filled.
(Bible Math. 4/6.)

## ફકરો ૭ મો.

ક્યાં છે પરસ્તેશ કરનારા, અયે ઓ હોરમજદ ત્હારી,
કે જેઓ નેક મનશ્નીને, ધરી અંતઃકરણ× માંહી;
ખરી દોલત્ત ગણે છે ને, ખરેખર દીન ફરમાનો,
મુજબ ચાલે બાહોશીથી ખચિત્તજ સુખ સંકટમાં;
નથી હું જાણુતો કોને, અરે ઓ રાસ્ત તુંવિના,
બીજાંને માનતો નાના, માટે મુજને બચાવી લે.

## ફકરો ૮ મો.

કારણ કે આશ્મોગોજે, ડરાવે છે જ આપણને,
પોતાનાં કામોથી જેમાં ખરેખર નાશ ભાસે છે;
સખ્ત જેઓ ખોટા છે ને, ઠગાઈ માર્ગ બતલાવે,
+તેઓ જાતે જુઠા હોઈ, માણસ તેવા ઉપર ફાવે.

---

× If we have forgotten the name of our God, or stretched out our hands to a strange God, shall not God search this out? For he knoweth the secrets of the heart.

( Bible Psalm 44/20–21 )

+ From those who mind not the Law, remote abideth Thy Good mind.

( Mills )

## ફકરો ૯ મો.

અએ ઓ હોરમજદ જેઓ, જાણેછે પ્યારી ચીજ ત્હારી,
ખરેખર સ્પેન્ત આર્મઇતિને, છતાં જીવન ગુજારે છે;
અહાહા નેક મનશ્નીથી, રહી ગાફીલ ગણાએ જે,
બૂરાં કામો જ કરનારાં, કહું હાલત તેઓની;
જંગલી ખફ્રંસ્તરો જાય છે જેમ, દૂર આપણથી,
×તે રીતે રાસ્તી નાસે છે, તેવા સખ્સોની પાસેથી.

## ફકરો ૧૦ મો.

મનશ્ની નેકના કામો, ગ્રહણ કરવા જણાવે છે,
સારી દાનેશ વાળો સખ્સ, ખરેખર તેજ હોએ છે;
અને તે સ્પેન્ત આર્મઇતિને, ખરૂ મુળ રાસ્તીનું જાણે,
બધાંને નીતિના ગુણો, અયે ઓ હોરમજદ માને;
અહા આ પાદશાહીમાં, આપણને હા મદદ કર્તો,
+સબબ કે તેવા ગુણોથી, જુલમગારો રહે ડરતા.

---

×ઈંદ્રીયો પોતાના વિષય સાથે જોડાઈ જતાં, જે સુખ મળે છે, તે પહેલાં તો અમૃત જેવું લાગે છે, પણ છેવટે ઝેર છે. એ સુખ રજોગુણી છે, જ્યારે ઉંઘ, આળસ, અને બેશીકરાઇથી પેદા થયેલું સુખ, આત્માને ભુલવણીમાં નાંખનારૂં છે, માટે તે તામસ-સુખ છે.
ભગવદગીતા ૧૮/૩૮-૩૯

+શરીર સંબંધી, પ્રેર્ણાઓ ને લાગણીઓ, મીજાજો ને ઇચ્છાઓ, તૃષ્ણાઓ અને જુસ્સાઓ, અવગુણો અને આદતો, જ્યારે સર્વ સમી જાય, ત્યારે હૈયાંની અંદર શાંતિ પેદા થાય, ને તારૂં ધ્યાન, તે શાંતિને લીધે, વધુ અંદર જતું જાય, અને જ્યારે ધ્યાન, વધુ અંદર જાય, ત્યારે "અંશાશ" દેખાય.
(ખુદાની મુલાકાત).

## ફકરો ૧૧ મો.

ખોરાકી ત્હારી ને માટે, અમરદાદ ને છે ખોરદાદ,
વધે છે સભ્યતા તેમજ, મહા સંપૂર્ણ મનસ્ની;
વોહુ મનોની સરદારી, થકી તેમજ ખરે! અષથી,
અહા છે તેમને લીધે, ખચિત્ત કૌવત તથા શક્તિ;
ખરે× આજારને દ્વેશ, ખચિત્ત તું દૂર કરનારો,
નમન છે હોરમજદ તુને, અમો પર રહેમ ધરનારો.

## ફકરો ૧૨ મો.

અએ ઓ હોરમજદ તારા, નિયમો* બાબે શું છે ને,
શું ઇચ્છેછેજ તું વ્હાલા, તારી આરાધના બાએ;
બધુ તે તું કહે મુજને, ખરેખર ખુલ્લી રીતે કે,
સુણીને હું કરૂં હાંસલ, દુવા તવ તે હુકુમોની;
શિખવ જે ખાસ એ રાહો, ખચિત તું રાસ્તીની માર્ફતે,
અમોને વોહુમનો કેરા, અએ ઓ હોરમજદ રહેમી.

---

× Thine are they both to nourish.
the Health-giver, and Life's prolonger,
Through the Good Mind's rule hath Devotion.
Augmented them through Thy law,
Eternal two-and through these
art Thou Mazda far from Thy haters.
(Mills)—

* આવા તારાં ફરમાનો દીનમાં છે. તે દીનનો (રાઝરે) વીસ્તાર શું છે, તેમાં કયાં ફરમાનો છે, કઇ કઇ સ્તુતો=બંદગીઓ, યશ્ત, નીઆએશ વગેરે છે, તે બધાને કઈ રીતે કામે લગાડવી તે દરેકે જાણવું જ જોઇએ. (ડો. ચીનીવાલા)

## ફકરો ૧૩ મો.

મ્હને તેં હા હતું કીધુ, ખરે તે રાહની બાબે,
અએ ઓ હોરમજદ વ્હાલા, ખરે તે નેક મનશ્નીના;
સઓષ્યંતોનાં ફરમાનો, પ્રમાણે ચાલવાથી હા,
ભલાં કામોજ કરનારાં, પોતાની હાઅશોઈથી;
માણુસ તે સુખ પામે છે, તે બાબે તુ ખુલાસો કર,
તથા ડહાપણ વાળાંને, જે બદલો આપવાને હા;
અએ ઓ હોરમજદ તેંજે, દીધેલી છે કબૂલાત,×
તે બદલા તું છે દેનારો, ખુલાસો કર બધાં બાબે.

## ફકરો ૧૪ મો.

જેઓ આ ફરતી દુનિઆંમાં, ખરે મશગૂલ થએલા છે,
ભલી મનશ્નીનાં કામો, ખચિત્ત આંહીજ કરવાને;
તથા હા રાસ્તીની માર્ફત, જેઓ અકલ તણાં કામો,×
વધારે છે તેઓની તું, શરીરી જીંદગાનીને;
ખચિત્ત બક્ષેલું છે ડહાપણ, અએ ઓ હોરમજદ શ્હેમી,*
બધાંને તે પસંદ છે ને, ખરે તે નેક ડહાપણ છે.

---

× ખરા કર્મ–માર્ગીને તે બદલો આપે છે, કે જેનો મુકરર કરનાર તું છે–તે સંતોનાં ધર્મ વિષે (મને કહો) –(ચેતરજી)

* For those serving well the mother Herd,
Have furthered your holy plan,
with the intellect wisest action.
(Mills)

## ફકરો ૧૫ મો.

મ્હને તું હોરમજદ કહેજે, ખરા દીનના કલામો જે,
સરસ છે સર્વથીને હા, બધાં કામોની બાબતમાં;
ખચિત્ત તેના વડેથી હું! અહાહા રાસ્તીથી તેમજ,
ભલી મનશ્ની ધારીને, તારી કિર્તીના ગાયનનું;
કરજ અદા કરૂં આંહી, કે તેના હા અવેજમાંહી,
ત્હારી સત્તા વડે તેમજ, ત્હારી મરજી મુજબ વ્હાલા;
અએ ઓ હોરમજદ રહેમી, કરે મમ જીંદગી તાજી,×
નમન છે પ્રેમથી વ્હાલા! તને ઓ હોરમજદ રહેમી.



× અએ મઝદા! દએનના ફરમાનો–કલાગો–તરીકતો હમોને સંભળાવ્યાજ કર; કે જેથી ગોસ્પંદી નેવીશી રાખી, અષોઈ ઉભી કરી, તારી સ્તુતિ કરી, તારા ફરમાન–બરદાર થઇએ, અને તારેથી અધીકાર મેળવી હમેશના આનંદમાં રહીએ. ( ડો. ચીનીવાલા.)

# પેગંબર જરથુસ્ત્ર સાહેબને ચર્ણે !:—

(ગઝલ)

નેકી રાસ્તી શિખવનારા; નમન જરથુસ્ત્ર છે તમુને,!
કરૂણા ઉર ભરનારા; તમારી હામ છે અમુને,!

નાચિઝ સૌકો અમો તો પણઃ કૃપાળુ રક્ષતા હરદમ,!
મનશની આપની પુરી, પઢાવે સર્વને સુગમ.!

ફસાહત વાણીની આપે, શીખાવી સુકલામોથી,!
રે! માલીક આપ હમારા છો, રિઝો છો શુભ કામોથી.!

દૂનિયાં શું, સમજ પાડી,! જીગુા બોધો ભણાવીને,!
નસીહતના કલામોથી,! જીવન જયોતિ જણાવી છે.!

કેવળ સુજ્ઞાનના સાચા,! સખૂનો આપના છે હા,!
દારૂણ દુઃખો દફન થાતાં,! ન કોઇ કહી શકે તેના.!

દાતા છો આપ બહુ રહેમી,! ખતાની હા ક્ષમા દેતા,!
ચાહક છો સત્યના નેમી! મિનોઇ જ્ઞાનમાં વ્હેતા.!

નમન હો આપને વ્હાલા,! હમારા તાપ સૌ હરતા,!
જીવન જીતાવવા કાજે; હમોને જાગૃતિ ધરતા.!

અશોઈ માર્ફતે આપે, બનાવી માંથ્રવાનીને,!
ધિરજ સોંપી દીધે બોધો, તે "**ગાથા**" ને નમન છે છે.!

પરસ્તેશ આપની હોજો,! હમારાં ઉરડે વ્હેતી,!
તિમીર સંતાપ દૂર હોજો,! તમારાં નૂરથી ચેતી.!

સાહેબ સાચા તણા રક્ષક,! અને છો રહેમના સિંધૂ,!
હેતસ્વી રાસ્ત જીવોના;! અમો તો રાંકડાં બિંદૂ.!

બહુ વ્હાલે નમન કોટી;* અમો જરથોસ્તીઓ કરતા;
"હૃદય-યોગી" બનાવીને; તમો અંધાર સૌ હરતા.

"**હૃદયયોગી.**"

---

* કોટી—કરોડ.

# ઉશતવદ ગાથાના હાઓ.

## યસ્ન હા. ૪૩ થી ૪૬.

આ હાઓના સઘળા ફકરાઓ
ગઝલમાં ઉતાર્યા છે.



# હા. ૪૩

## ફકરો ૧ લો.

પવિત્ર છો અશે ગાથા, નમન છે ભાવનાં તમને,×
ભલાં કામો તથા રાસ્તી, તમો તો આપતા અમને;
આબાદી વ સુખાકારી, હોજો તે સખ્સને હરદમ,
જેનાથી સુખ હા પહોંચે, બીજાંને અહીયાં હરદમ.
ખરેખર હોરમજદ કે જે, સદા છે રાજ્ય કરનારો,
પોતાની ધારણા મુજબ, દીયે આરોગ્યત્તા ને કૌવત્ત;
અશે ઓ હોરમજદ ત્હારી, પાસેથી હું તે માંગું છું,
ખચિત્ત નમનતાઈ સાથે, તથા કૌવત્ત જીવન માંહી.
બક્ષ તું હોરમજદ મુને, દુવાઓ નેકની* સાથે,
મનશ્ની કેરી જીંદગીમાં, ખરે સંપત્તિ તૂં દેજે.

---

× Delight thyself, also, in the Lord and he shall give thee desires of thine heart.

(Bible Psalm 37-4)

* Rest in the Lord and wait patiently for him; fret not thyself because of him who prospereth in his way, because of the man who bringeth wicked devices to pass. For evil doers shall be cut off, but those that wait upon the Lord, they shall inherit the Earth.

The meek shall inherit the earth, and shall delight themselves in the abundance of peace.

(Bible-Psalm-37/7-9-11)

## ફકરો ૨ જો.

માણસજે કીર્તિ વાળો તે, શકે છે જાળવી કીર્તિ,
પોતાની જાણવો તેને, ઘણો ભાગ્ય શાળી છે;
અરે સૌથી આબાદ કરનાર, પવિત્ર હોરમજદ મીનો,
જાહેર દેખાવ દે ત્હારો, તથા બક્ષેશ તું દેજે;
અમારી લાંબી જીંદગીનાં, ખરેખર રાસ્તીની× માર્ફત,
ભલી મનશ્નીની દોલત, બધા દીવસ અમોને હા.

## ફકરો ૩ જો.

બતાવી જે શકે ઇસમ, અ:એ આ હાડમંદ તેમજ,
પેલી મિનોઇ દુનિયાંનાં, લાભોના રાસ્ત રસ્તાઓ;
કે જે હસ્તીની દુનિયાંમાં, રહે છે હોરમજદ પોતે,
શકે બતલાવી તે માર્ગો,ભલાંથી પણ વધુ સારૂં કરે હોંસેલતે;
મલી જશે તારામાં તે માણસ, પોતે પોતાની જાતે હા,
અએ ઓ હોરમજદ તે છે, સબસ આરાધના કરનારો;
સારાં ડહાપણ વાળો તે, તહારી સંફ્નો હા હા,
આબાદી કરનારો છે, દુનિયાંની ગણાએ તે હા હા.

---

× તું અમારામાં સત્વગુણ જાગ્રત કર કે જે અશોઇને ખાતર અંતઃકરણની દોલત આપશે. (ચેતરજી)

## ફકરો ૪ થો.

અયે ઓ હોરમજદ તુંને, ગણીશજ હું ખચિત્ત હરદમ,
ખરે આબાદી કરનારો, તથા સૌ શક્તિ વાળો છે;
સબબ તારાજ હાથોથી, પાપી તેમજ અશોજીવને,
મદદ આપે છે તેનાથી, દુવાઓ ત્હારી બક્ષે છે;
ધરાવે જે અશોઈ કૌવત્ત, તારા આતશના પ્રતાપોથી,×
તેની માર્ફત ભલા મનનું, મળે કૌવત્ત મને આંહી.

## ફકરો ૫ મો.

અએ ઓ હોરમજદ જ્યારે, દુનિયાંની પેદાએશમાં,
તુંને જોયો ખરે ઉત્તમ, સહુથી રાસ્તીમાં ત્યારે;
ગણેલો છે તુને મેં તો, ખચિત્ત કરનારો આબાદી,
છેવટ ના અંત સુધી હા, પેદાએશ નાં અહીં વ્હાલા;
ત્હારી ઈન્સાફી રીતીથી, જીવોનાં કરતૂકો મુજબ,
તથા વચન પ્રમાણે તું, ખરેખર બદલો આપશેજ;
અને તે એહવી રીતે કેઃ–બુરાં માણુસને બુરૂ,*
તથા ભલા જીવોને તું, દુવાઓ આપતો સારી.

---

× And that which will lend strength to my conscience, is your glowing fire, glorious in virtue. ( Chatterjee )—

* Ill to the evil, pure blessing to the good,
By Thy Just wisdom in this world's last end.
( Mills ).

## ફકરો ૬ ઠો.

છેવટે આવશે તું તો, તારા આબાદી કરનાર,
સ્પેના મીનોની સાથે, તથા બહમન શેહેરેવરની;
અશોઈ માર્ફતે લોકો, થાએ આબાદ દુનિયાંનાં,
તુંકે જેનાજ કામોથી, નમન છે તુજને વ્હાલા;
મનશ્ની પુર્ણ શિખવશે, તે લોકોને ખરે તારી,
કાએદા જે ઠરાવેલા, અને છે તે ડહાપણના.

## ફકરો ૭ મો.

તુંને ઓ હોરમજદ જયારે, ખચિત્ત આબાદી કરનાર,
ગણ્યો મ્હેં ભાવથી ત્યારે, આવ્યો બહમનની માર્ફત;
મ્હારી પાસે શરોસ ઈજદ, અને પૂછયું મ્હને ત્હેણે,
કહે તું કોણ છે તેમજ, કોણની સંફ્નો છે તું;
ખાહેશ જે શિખવા રાખે, ખરેખર દીનનો× એલમ,
તથા ચિત્ત તે પરે રાખે, પોતાનું હા તેના માટે;
કરૂં કેવી રીતે હું હા, અસર માણસોના દીલમાં,
અયે ઓ હોરમજદ કહોની, નમું છું હું નિરંતર હા.

---

× Conscience asks "when would you understand the purpose of your mind and body?"
—Chatterjee—

### ફકરો ૮ મો.

ત્યારે જરથોસ્તે તેને હા, કહ્યું નિચે મુજબ પહેલાં,
ખરેખર દુષ્ટને માટે, જોરાવર એક દુશ્મનનો;
અરે હા રાસ્તીને માટે, ખુશાલી આપનારો હા,
જાહેર રીતે બનું જબરો, ખચિત્ત હું એક પયગંબર;
જ્યાં સુધી હું વખાણું છું, તુને ઓ હોરમજદ વ્હાલા,
તથા તવ કિર્તિનાં ગાયન, ગાંઉ છું હું અયે વ્હાલા;
ત્યાં સુધી પાદશાહીની, ત્હારી શોભા મહી ×તેમજ,
તેને માટેની ખાહેશમાં, બનું મશ્ગુલ હું વ્હાલા.

### ફકરો ૯ મો.

તુંને ઓ હોરમજદ જ્યારે, ખચિત્ત આબાદી કરનાર,
ગણ્યો મેં, સરોશ ઇજદ ત્યારે, આવ્યો બહુમનની માર્ફત;
મ્હારી પાસે અને તેણે, મને પુછ્યું કઈ ચીજને,
જોવાની ઇચ્છા છે તારી, મહોબત માનની નજરે;
તારા *આતશને માટે, નમાજથી હોરમજદ વ્હાલા,
જ્યાં સુધી શક્તિ મ્હારામાં, રહેશે ત્યાં સુધી વ્હાલા;
ખચિત્ત માનીશ તે કીમતી, તથા હું રાસ્તીની ભેટ,
અમારી જીંદગી તેમજ, બધું કૌવત ખરે તે છે હા હા.

---

× Since with full care I toil, Thy Realm awaiting; While I my woven praise to Thee shall blend. —Mills—

* આતશની નીઆએશની અશોઈ લાવી આપતી સદગતીનાં સ્તોતોને કીંમતી ગણીશ; ખાસ કરીને સ્તોતોની બંદગીથી મદદ કરવાની ફરજ અને પુન્ય સમજીશ. (ડો. ચીનીવાલા)

## ફકરો ૧૦ મો.

બક્ષજે તું મને રાસ્તી, સબબકે તે હું માંગું છું,
બચિત્ત મ્હારેજ માટે તે, ખરેખર આર્મઈતી મુજબ;
બરાબર ચાલનારો છું, બનું તેના પ્રતાપેથી,
મળે સુખ શાન્તિને નેકી, ખરેખર તેજ આપેથી;
સવાલો હું પુછું તુજને, સબબ કે ત્હારી માર્ફત,
પુછેલા સો સવાલો તે, ખરે છે હામ દેનારાં;
અયે ઓ હોરમજદ ત્હારા, હુકુમથી રાજ્ય કર્તો કોઈ,
બુલંદ ઇચ્છા પોતાનીને, ટકાવી તે શકે છે હા હા.

## ફકરો ૧૧ મો.

તુંને ઓ હોરમજદ જ્યારે, ગણ્યો આબાદી કરનાર,
બચિત્ત ત્યારે સરોશ ઈજદ, આવ્યો મ્હારીજ પાસેહા;
અહા બહમનની માર્ફત, તથા સૌથી પહેલાં હા,
સુબરકત તવ કલામોથી, થયો દાનાવ ત્યારે હું;
અયે ઓ હોરમજદ પણ તેં, મને જે શિખવેલું છે,
ફેલાવો પામવા તેનો, માણુસમાં× ખરે તે મુશકેલ છે;
છતાં બી તે કરીશ હું તો, અએ ઓ હોરમજદ વ્હાલા,
સબબ ત્હેં જે કહેલું છે, મ્હને હા તેજ ઉત્તમ છે;

---

× Woes that devoted one 'midst foes forewarned me,
Yet will I that fulfil named by Thee best!
(Mills)

## ફકરો ૧૨ મો.

કહ્યું છે તેં મને જ્યારે, કે રાસ્તીને પુરી રીતે,
પહોંચનારો તું છે પોતે, અહાહા હોરમજદ જાતે;
સબબ મુને નથી લાએક, સાંભળવાને× ખરે વ્હાલા,
નહી ફરમાવજે તું તે, નમન સ્વિકારજે મ્હારા;
સરોશ જે ચાલનારો છે, ખરેખર રાસ્તીજ મુજબ,
તે મોટા દરજ્જાથી હા, બસારત ત્હારી કહેવાને;
મ્હારી નજદીક તે આવે, તેની હા આગમચ વ્હાલા,
તારી પયગામબરીનાં કામને માટે બનું તૈયાર;
જેનાથી દીનને ખાતર, લડત ચલાવનારાની,
મહેનતનાજ બદલામાં, થજો હાંસલ દુવા ત્હારી.

---

× નહિ સાંભળવા લાયક—મારા કાનનાં ચક્ષુ તેનાં ભેદને પકડીને ભાનમાં નહિ રાખી શકે તેવી બાબદ—મારી કાએનાતથી વધુ ગતીની બાબદ મને બતાવશો નહિ. (ડો. ચીનીવાલા)

## ફકરો ૧૩ મો.

તુંને ઓ હોરમજદ જ્યારે, ખચિત્ત આબાદી કરનાર,
ગણ્યો મેં ત્યારે હા આવ્યો, સરોશ ઇજિદ મ્હારી પાસે;
અહા બહમનની મારફત, ખાહેશની નેમ સંપાદન,
અયે ઓ હોરમજદ કરવા, મને તું લાંબુ જીવન દે;
કે જેથી આજ સુધીમાં, ખરે હા કોઈ પણ *માણસે,
નથી હા મેળવ્યો તુંથી, ખચિત્તજ એ મુજબ વ્હાલા;
દુનિયાની પસંદ પડતી, ખરે તે ચીજ છે વ્હાલા,
અહા તવ રાજ્યમાં તું તો, શકે બક્ષી ખરે વ્હાલા.

## ફકરો ૧૪ મો.

તે દાનેશ મંદ તથા તાકાતવાળો, સખ્સ હા મુજને,
અયે ઓ હોરમજદ પુરતી, ખુશાલી આપશે ત્હારી;
કેજે ત્હારી બધી શકિત, તથા અશોઈને લીધે,
ખરે ફરમાવેલી છે તે, નમન છે હોરમજદ તુજને;
શિખામણનાજ સરદારો, તથા તમામ તે સાથે,
જીવો તવ માંથ્રને સ્મરતા, કરૂ ઉશ્કેરણી તેની;
તથા તે મોકલેલી દીન, ફેલાવવાના મારા કામે,
હું જોડુ તેમને વ્હાલા, નમન છે હોરમજદ તુને.

---

* કોઈ ભક્તિથી મને (શ્રી કૃષ્ણને) પાંદડુ, ફુલ, ફળ, પાણી જે ચડાવે છે, તો તે ખરા ભાવથી અને ચોકખું દીલ જેનું થઈ ગયું છે એવાએ આપેલું હું ખુશાથી-પ્રીતિથી કબુલ કરી લઉં છું.

તું જે કાંઇ કરે, જે કાંઇ ખાય, જે કાંઈ આપે, જે કાંઇ તપ કરે, તે સઘળું જ હે અર્જુન! જાણે મને જ અર્પણ કરતો હોય તેમ કર. (ભગવદગીતા ૯/૨૬-૨૭)

### ફકરો ૧૫ મો.

અમે હોરમજદ તુને, ખચિત્ત આબાદી કરનાર,
ગણ્યો જ્યારે સરોશ ઈજદ, ભલાં મનથી નજીક આવ્યો મારી,
અને હોશીઆરીથી, જણાવ્યું હા મને એવું,
સહુથી જે સરસ ચીજતે, "ખરે સંતોષી એકજ ખ્યાલ;"×
અહાહા એક પુરો માણુસ, ખરેખર પાપી માણુસને,*
રાખી શકશે નહી રાજી, અહાહા કોઈ દીન આંહી;
કારણ કે પાપી માણુસો, ગણે છે રાસ્ત માણુસને,
નઠારા છે બધા તેઓ, પોતાની બદ મનસ્નીથી.

---

× When conscience came to me and gave me " covetable contentment, " the best of all mentality, then, O Mazda, I realised to be divine.
( Chatterjee )

* But love ye your enemies, and do good, and lend, hoping for nothing again; and your reward shall be great, and ye shall be the children of the Highest; for He is kind unto the unthankful and to the evil;
(Bible–Luke 6+35)

## ફકરો ૧૬ મો.

અયે આબાદી કરનાર, ઘણો ઓ હોરમજદ તું
જોએ છે નેક આદરથી, ખરે જરથોસ્ત પોતે હા;
તે ત્હાસ રૂહને હરદમ, નશંકા કાંઈ તેમાં છે,
સખ્સ કોઇ કોશેશ કરશે તથા હા તેમ કરવાને;
બને જો પુર તેજી થી, અહા રાસ્તી જોરાવરને,
ગાલેબ થાએ અને ત્હારી, સુરજ જેવીજ ખલકતમાં;
અએ ઓ હોરમજદ ત્હારા, કરે મુકામ પોતાનું,
×ખરેખર આર્મઈતિ તેમજ, તથા સૌ માણસોને હા;
તેઓનાં કામની મુજબ, દુવા બક્ષે અહા પોતે,
પોતાનાં હા ભલા મનથી, નમન ખુબ તેમને છે.



× ખુરશેદ જેવી તાઝગી આવતી, ફ્રશો–કે રેતી લાવતી પાદ-શાહીને માટે, તેવી ગતી થવા માટે આરમઈતીની ગતી વ્યાપી રહે; આરમઈતીનાં આશીરવાદો જામી રહે; ગોસ્પંદી ગતીનાં તરીકતવાળાં કામોથી ભલા આશીરવાદો ગેતીમાં ઉતરી રહે. (ડો. ચીનીવાલા)

# હા ૪૪

## ૬કરો ૧ લો.

અશે ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂં× કહેજે,
જ્યારે તારાજ જેવાની, જરૂર છે બંદગીની હા;
અશે ઓ હોરમજદ ત્યારે, ખરે એક દોસ્ત તું જેવો,
હું જેવા દોસ્તને હરદમ, મદદ હા આપવા માટે;
અને હા શિખવે તો ઠીક, અમુને તે નમાજ બાબે,
*કે જેથી ત્હારી બંદગીની, સુબરકતથી સરોશ ઈજદ;
આવે નજદીક અમારી તે, ભલા મનથીજ દેવાને,
મદદ તારી બસારતથી, નમન છે વ્હાલનાં તુંજને.

---

× અશે અહુરા, હું તુંને પુછું છું તેને માટે જે કાંઇ કુદરતમાં હોય તેવું, કેશાશને લીધે દુન્યામાં જુદી રીતે દેખાતું હોય તેવું નહિ, પણ હકીકતમાં જેવું હોય તેવું જ સમજાવ.

( ડો. ચીનીવાલા )

* I will praise the name of God with O song, and magnify him with thanksgiving. Let heaven and earth praise him, the seas, and everything that moveth there in.

( Bible Psalm 69/30+39. )

## ફકરો ૨ જો.

અયે ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂ કહેજે,
સરસ સૌથી જીવનનું મુળ, કહે રહેમી તે સાથી છે?
ખરેખર ×બેઉ દુનિયાંને, કબૂલ જે કોઈ રાખે તે,
શું પામે ફાએદા પોતે, પોતાનાં ચાલુ જીવનમાં?
અએ ઓ હોરમજદ મીનો, ખચિત્ત તું રાસ્તીથી હરદમ,
આબાદી કરનારો છે, તથા હરનાર ખરાબી તું;
અમો સૌકો તણી આંહી, તથા તું દોસ્ત છે વ્હાલા,
ખરેખર બેહુ દુનિયામાં, નમન તુંને કરૂં વ્હાલા.

## ફકરો ૩ જો.

અયે ઓ હોરમજદ તુને, પુછું છું તે ખરૂ કહેજે,
શરૂમાં કોણ હતો પિતા, તથા રાસ્તી પેદા કરનાર?
ફીધો મુકરર કહે કોણે, અહાહા માર્ગ સૂર્યનો,
તથા સેતારાઓ કેરો, નમન હું ભાવથી કરતો;
છે બીજો કોણ તું વિના, કે જેનાથી વધે છે ને,
ઘટે છે માહતાબ આંહી, તું જેવો બીજો છે નહી;
આયે તેમજ બીજી બાબત, વિષે હું જાણવા ચાહું,
અયે ઓ હોરમજદ રહેમી, નમન કરતો તુને હા હું.

---

× This I ask you, tell me aright Ahura, what the excellence of the best soul is?
(Chatterjee)

## ફકરો ૪ થો.

અએ ઓ હોરમજદ તુને, પુછુ છું તે ખરૂં કહુંજે,
જમીન આશ્માન પડવાથી, ટેકાવી કોણ રાખે છે?
કીધાં× કોણે પાણી તેમજ, ખરેખર ઉરવરો આંહી,
તથા બક્ષિ કહે કોણે, ઝડપ વાયુને વાદળને;
ભલાં મનનો પેદા કરનાર, કહેની કોણ છે આંહી!
અએ ઓ હોરમજદ વ્હાલા, નમું હું વ્હાલથી ચાહી.

## ફકરો ૫ મો.

અએ ઓ હોરમજદ, તુને પુછુ છું તે ખરૂં કહેજે,
કીયા કારીગરે કીધાં, અહીયાં અંધકાર ને રોશની;
ઇયાને જે દહાડાના, ત્રણે ભાગ અરે વ્હાલા,
તેની ફરજ બાબે ગોયા, ગુરૂને યાદ આપે છે?
બનાવી જાગૃતિને ઉંઘ, કીયા કારીગરે આંહી,*
કીધાં પએદા કહો કોણે, સવાર બપોર ને રાત્રી.

---

× અક્રષિમન્ત ગાત્વ પછી ચલીત ગતી સૃષ્ટિમાં થઈ, ત્યારે મઝદદાત અહુરદાત, મઝદયસ્ની દએન સૃષ્ટીને ચલાવવા લાગી.

( ડા. ચીનીવાલા. )

* Who hath Auroras spread, noontides and midnights? Warning discerning man, duty true guide.

( Mills )

## ફકરો ૬ ઠો.

અએ ઓ હોરમજદ તુને, પુછું છું તે ખરૂ કહેજે,
જણાવું જે નીચે તુજને, ખરેખર તે મુજબ છે કે ?
વધારી શું શકે છે કે, અહાહા આર્મઇતિ આંહી,
અશોઈને ખરે પોતે, પોતાનાં નેક કામોથી;
શું તેં આ રાજ્યને ર્‌હારા, મનશ્ની નેકની ઉપર,
અહા તે સ્થાપેલુ છે કે, સમજ તું પાડજે વ્હાલા;
કીધી તેં કોણુને માટે, ખરે પેદા આ દૂનિયાંને ?
ખુશાલી આપનારી તે, સમજ તું પાડજે વ્હાલા.

## ફકરો ૭ મો.

અએ ઓ હોરમજદ તુને, પુછું છું તે ખરૂં કહેજે,
પસંદ પડતીજ આર્મઇતિને, બૂલંદ તેના દરજ્જાથી;
કોણે કીધી જણાવી દે, અયે તું હોરમજદ રહેમી,
પોતાની દૂર અંદેશીથી, અહા કોણે કીધો પ્યારો;
ખરેખર બાપને× બેટો, તે તું મને જણાવી દે,
બધી એ બાબતોથી હા, અયે ઓ હોરમજદ રહેમી;
પેદા આબાદી કરનારા, વાકેફ તુંથી થવા ઇચ્છું,
નમન મ્હારાં જીવનભર છે, તુંને ઓ વ્હાલનાં પ્યારા.

---

× Who, wise, hath made dutiful son to the father ? With this for full knowledge, Mazda, I press Thee— ( Mills )

## ફકરો ૮ મો.

ત્હારાં જે પાંચ ફરમાનો, યાને બંદગી ત્હારી,
ભલી મનશ્નીથી તે તો, પુછાએલીજ છે સૌને;
તથા જે બંદગી આએ, દુનિયાનું સકળ સુખ×,
ખચિત્તજ રાસ્તીની માર્ફતે, મેળવવાને જરૂરનું છે.
વિષે તે હું પુછુછું હા, અએ ઓ હોરમજદ વ્હાલા,
ખરૂં કહેજે મ્હને તુંતો, નમન મ્હારાં તુંને વ્હાલા;
ખુશાલી પામશે કેવી, ભલાઇથી ખચિત વ્હાલા,
કે હાંસેલ તે કરેજેથી, મુરાદો સૌ પોતાની તે.

## ફકરો ૯ મો.

અએ ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂં કહેજે,
અને હા પાક દીલ તેમજ, તેનાં તમામ ફરમાનો;
કે જે આ પાદશાહીનાં, અહા તમામ ખલકતની,
દાનેશ મંદ તુંજ માલેકે, મને તે શિખવ્યાં છે;
હું રાખું પાક શી રીતે? કહે તું તે અરે મુજને,
નમન હું પાક ઉરડાથી, કરૂ ભાવે સદા તુજને;
અયે ઓ હોરમજદ ત્હારી, આદેલ પાદશાહીને લીધે,
ખરે વોહુમનોને અષની, સંગાથે રહે છે તું.

---

× That I may learn the voice of the conscience, that through Rectitude I may attain the perfection of life.

( Chatterjee )

## ફ્કરો ૧૦ મો.

બધી મોજુદ દીનોમાં આયે દીન કે જે ઉત્તમ છે,
તથા જે રાસ્તીની પુઠે, ખરેખર ચાલવા લીધે;
શકે છે તે કરી આબાદ, અહાહા માલ ×મીલકતને,
તથા સંપૂર્ણ મનશ્નીનાં, કલામો ને લીધે જે દીન;
શકે છે તે કરી વ્હાલા, સદાચારી સુકામોને,
ખરે તે દીનની બાબે, પૂછુંછું હોરમજદ તુંને;
ખરૂં કહેજે મને વ્હાલા, મુરાદો મ્હારા ડહાપણુની,
બાહેશ રાખે તરફ ત્હારી, સદા હું તેમ ઇચ્છું છું.

## ફ્કરો ૧૧ મો

અએ ઓ હોરમજદ તુને, પુછું છું તે ખરૂં કહેજે,
જેઓને દીન હા ત્હારી, જાહેર કરવામાં આવે છે;
અસર કેવી રીતે કરશે, તેઓને આર્મઈતિ આંહી,
તેઓનાથી સરસ હુંતો, તુને વ્હાલા જણાયો છું;
બાકીના હા બીજા સઘળાઓને મ્હારા બાતેનના,
અથવા જાનના ધિક્કારથી* બસ જોઉં છું હુંતો.

---

× The most phenomenal condition of this spiritual " budding " is its physical result. The Karma of material adversity begins to be outworn. As a result, the " new–born " is never in need.

( G. Hodson )

* હું તને સૌ કરતાં મહાન જાણું છું. બીજા સઘળાઓને હું મારા મનમાંથી દૂર કરૂં છું. ( ચેતરજી )

## ફકરો ૧૨ મો.

અએ ઓ હોરમજદ તુંને; પુછું છું તે ખરૂ કહેજે,
કરૂં હું વાતચિત જેથી, તેમાં છે દૂષ્ટ કોણ આંહી;
ખરેખર રાસ્તી ચહાનારો, તે બેમાં કોણની બાજૂ,
અહાહા× અંગ્રેમેન્યુસ છે, મ્હને વ્હાલા જણાવી દે;
તે બેમાં સખ્સ કીયો છે, પોતે અંગ્રેમેન્યુસ જેવો,
વગોવે છેજ પાપીને, મ્હને તેમજ નેઆમત ને?
અહાહા હોરમજદ ત્હારી, ગણાતો તે નથી કેમ,
પોતે અંગ્રેમેન્યુસને લગતો, જણાવી દે મ્હને વ્હાલા.

## ફકરો ૧૩ મો.

અએ ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂ કહેજે,
જૂઠાઈને તથા જેઓ, ખરેખર દીન ફરમાનો;
ઉપર મુદલ ના દેતા ધ્યાન, તેઓને હા તથા જેઓ,
ખરેખર રાસ્તીની પુઠે, નીરખવાને નથી રાજી;
જેઓ છે નહી જરા રાજી, નીતિના કો વધારામાં,
હઠાવી શું રીતે શકીએ, હમારી પાસથી તેઓને;
સમજ તુ* પાડજે વ્હાલા, અએ ઓ હોરમજદ રહેમી,
તે બાબે સૌ અમોને હા, નમન છે ભાવનાં તુંને.

---

× અસત સત થતું નથી, અને સત અસત થતું નથી. તત્વ જાણનારાઓએ આ બંનેનું તત્વ જાણ્યું છે.
(ભગવદ્ગીતા)

* હે કૃષ્ણ! જાણે જોરથી કોઈ ઘસડતું હોય તેમ પોતાની મરજી નહિ છતાં માણસ પાપ કરે છે, તે કરવાનું તેને કોણ સૂચવે છે?
(ભગવદ્ગીતા)

## ફકરો ૧૪ મો.

અએ ઓ હોરમજદ તુને, પુછું છુ તે ખરૂ કહેજે,
ખરેખર રાસ્તીના હાથે, જુઠાઈ કેમ હું આપુ?
ત્હારા કલામના મંત્રોથી, અએ ઓ હોરમજદ તેને,
તોડવાને માટે તેમજ, અહાહા દૂષ્ટ માણુસોમાં;
*મોટી પાયમાલી કરવા, માટે તેમજ તેઓનાં,
કાવત્રાંને દગાબાજી, ન ફેલાવા દેવા માટે;
કેવી રીતેજ રાસ્તીનાં, અહાહા હાથમાં વ્હાલા,
ઠગાઇને હું આપું હા, નમુ તૂને મ્હને કહેજે.

## ફકરો ૧૫ મો.

અગર જોતું આ દૂનિયાંમાં, અહાહા રાસ્તીની સાથે,
બધાંની પાસબાની હા, કરે છે તું સદા જાતે;
કરે છે રાજ્ય તો તુંને, પુછું છું હોરમજદ ભાવે,
ખરૂં કહેજે બધું તે તું, ખરે તુંને નમન છે છે;
જ્યારે બે× લશ્કરો મળશે ખરેખર, દ્વેશથી સાથે,
ત્યારે આ કાયદા કેજે, કીધેલા તેંજ છે મુકરર;
તે આધારે આ બેમાંથી, કીયા લશ્કરને દેશે,
કેવી રીતે ફતેહ વ્હાલા, અહાહા હોરમજદ તું કહેજે.

---

* તે કામ છે, તે ગુસ્સો છે, અને તે રજોગુણથી પેદા થાય છે; તે સઘળાનો નાશ કરવાવાળો, સઘળાને બગાડવાવાળો, અને અહીં એ જ આપણો શત્રુ છે એમ તું જાણજે. (ભગવદ્દગીતા)

× Fear none of those things which thou shalt suffer; behold, the devil shall cast some of you into prison, that ye may be tried; and ye shall have tribulation ten days; be thou faithful unto death, and I will give thee a crown of life.
( Bible–Revelation 10/2. )

## ફકરો ૧૬ મો

અયે ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂ કહેજે,
અવસ્તા ત્હારા ના કલામ, કેજે ભણવા થકી વ્હાલા;
વખત આફ્રત વિષે તેતો, કરે છે પાસબાની હા,
કલામો તેની બરકતથી, કીયો છે સખ્સ તે કહેની?
અહા દુશ્મનને મારે, બેહું જીંદગીને માટે,
મ્હને તું તે બતાવી દે, જાહેર રીતે ખરે આંહી;
અહા સરદાર× એક ડાહ્યો, અયે ઓ હોરમજદ વ્હાલા,
જે કોઈને ચહે છે તું, તે માટેજ ભલાં મનથી;
સરોશ ઈજદ હા જાએ, અયે ઓ હોરમજદ વ્હાલા,
હમો તવ રહેમને ચ્હાતા, નમન કરતા સદા વ્હાલા.

---

× This ask I thee; aright, Ahura, tell me;
Who smite victorious, guarding Thy doctrines?
Show me a folk-lord inspired with power;
Then come Obedience with Good Mind unto him,
Mazda, to whom Thou dost wish it so-e'er!
(Mills)

## ફકરો ૧૭ મો

અએ ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂ કહેજે,
કેવી રીતે શકુ ખેંચી, મહોબત્તનુંજ આકર્ષણ ?
તુંથી મ્હારી તરફ વ્હાલા, નમન હું ભાવથી કરતો,
સમજ તે પાડજે મુજને, નિરંતર હું તુંને સ્મરતો;
તથા સંપુર્ણતા ત્હારીને પહોંચી શકું હું કેમ ?
કે જેથી મમ સુખન થાએ, પામેલો સુ—મુરાદોને;
આએ માંથ્રો કે જે છે તે, તેની હા રાસ્તીને લીધે,
અહા ઉત્તમ દોલત છે, ખરે તેનીજ માર્ફતે;
આએ દુનીયાં તણા સુખને, અમર પણ× પેલી દુનીયાંનું,
મ્હારી સરદારીમાં પાળું, કહે જે તે વિષે કાંઈ.

---

× સઘળે વખતે મને જ યાદ કર અને લડાઈ કર. મન અને બુદ્ધિ મારે વિષે જ રાખ્યાથી, તું મને પામશે એમાં શક નથી. હે પાર્થ ! યોગનો અભ્યાસ કરીને અને મનને કોઈ બીજી ચીજ ઉપર નહિ જવા દઇને પરમ પુરુષ, એટલે પરમાત્મા–મોટામાં મોટા પ્રભુ–નું જે ચિંતન કરે છે તે પરમાત્માને પામે છે.

(ભગવદ્‌ગીતા –૮ )

## ફકરો ૧૮ મો.

અએ ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂ કહેજે,
ખરે આ રાસ્તીની માર્ફત, હું પામું તે ઈનામોને;
અહા પાંચ જ્ઞાનની ઈંદ્રિ, તથા પાંચ કર્મની ઈંદ્રિ,
તથા ડહાપણુ બધા માટે, કેવી રીતે હું બનું લાયક ?
અએ ઓ હોરમજદ× વ્હાલા, અમરદાદ ને ખોરદાદ,
ની માર્ફત છે જણાએલું, મ્હને હા તેજ બાબતમાં;
મળે જો બેહુ ઈનામો, મુને તો હું કરૂં અર્પણ,
તુને ઓ હોરમજદ વ્હાલા, નમન હરદમ હું કરતો.

## ફકરો ૧૯ મો.

અએ ઓ હોરમજદ તુંને, પુછું છું તે ખરૂ કહે જે,
નથી તે આપતો કાંઈ, અહા ઈનામ લાએકને;
તથા જે રાસ્ત બોલે છે, તેને પણ તે નથી દેતો,
શું શિક્ષા તેહને થાસે, ખરેખર આજ દુનીયામાં ?
સબબ* કે જાણું છું, હૂં કે, થશે હા શિક્ષા તે બાબે,
ખચિત્ત પેલીજ દુનીયામાં, સમજ તે પાડજે સઘળી.

---

× જેઓ દેવતાને ભજે છે, તેઓ દેવતાને પામે છે; પિતૃને ભજનારા પિતૃને પામે છે, ભૂતને ભજનારા ભૂતને પામે છે, પણ મને (શ્રી કૃષ્ણને) જેઓ ભજે છે. તેઓ મને પામે છે. (ભગવદ્ગીતા ૯–૨૫)

* જે કોઈ રાહે–રાસ્તીથી દુન્યામાંની પ્રમાણીકપણાંની વૃત્તી–વર્તણુકથી સદ્ગતી ઉભી કરતો નથી એટલે જે કોઈ તરીકત પાલતો નથી, તેમ સચ્ચાઈબી રાખતો નથી તેને જીવતી જીંદગીમાં ખોરેહ નહી મલશે. ( ડો. ચીનીવાલા )

## ફકરો ૨૦ મો.

અએ ઓ હોરમજદ સારી, ધરાવે બાદશાહી તું,
દેવો કેવા તરીકાનાં, ગણાએ છે તે પુછું હું ?
સબબ કે આએ ઉપરના જણાવેલાજ ફકરામાં,
લઢાઈ તે કરે છે હા, લાએકને રાસ્ત માણુસથી;
તથા દેવોની કુમકથી, કરપને ઉસિક્ષ નામોના,
અહા બદ કારો સોંપે છે, ખરાબીમાં આ પૃથ્વીને;
તથા હા જેમને લીધે, કવિ લોકો વધેલા છે,
અહા કૌવત્ત મહી પોતે, નમન ઓ હોરમજદ× તુંજને છે;
ખેતી વધારવા માટે, અહા રાસ્તી થકી દેવો,
તરો ને તાજગી વાળી, નથી હા રાખતા પૃથ્વિ.



× અએ દાદાર ! તુંને હું પુછું છું કે દએવો કદી ભલી ક્ષથ્ર રાખી શકે કે ? તેઓ પોતાનાં સ્વાર્થ સારૂં હમેશાં પરમાર્થની ગતી સામે લડતા જ રહે છે, તેઓ ગેતીની ભલી ગર્તાને ઢાંકી નાંખે છે અને ભલા ગુઆરોને બદલે "અએષ્મ" દ્રુજનાં ગુઆરો ઉભા કરે છે.

( ડો. ચીનીલાલા )

## હા. ૪૫

### ફકરો ૧ લો.

અશો જરથોસ્ત પેગંબર, વાએજી સુણુનારાને,
કહે છે હા તમો કે જેઓ, નજીકથી કે રહી દૂરને;
મ્હારાથી દીનની બાબત, ચહો છો જાણવાને હા,
તેઓને હું કરૂં છું હા, જાહેર રીતે હવે આંહી;
તમે તે ઉપર હા હા, ધરીને કાંન સાંભળજો,
ખચિત્ત આ એ વખતે સૌ, બધી મમ બાબતો ઉપર;
કરો મનના× બધા તોલ, બરાબર ધ્યાનથી આજે,
સબબ કે જે ખોટો ધર્મ, કહીને જ બીજી વાર;
તમારી જીંદગાની ને, બગાડે નહી કદી તેઓ,
તે બાબે સાંભળો ચીત્તે, મીઠો છે બહુ મૂલો મેવો.

---

× મારૂં આ કહેવું માનીને, જે માણસો તે પ્રમાણે ચાલે છે, તેઓ શ્રદ્ધાવાલા એટલે ભરૂસો રાખનારા છે અને ખામીઓ કહાડનારા નથી, તેથી તેઓ કર્મનાં બંધનમાંથી છુટા થાય છે.
(ભગવદ્‌ગીતા ૩-૩૧)

## ફકરો ૨ જો.

અઅે સાહેબો મિજલસના, સહુથી પહેલાં હું તમને,
દુનિયાંનાં મીનો બેની, વિષે જાહેર કરૂં છું હા;
જે માહેનાં વધુ આબાદી, કરનારા મીનો એ હા,
મીનેનો કોતાહી કરતાને, કહ્યું આએ મુજબ બચિત્ત;
નથી રજ× આવતાં મળતાં, ખરેખર! આપણા ખ્યાલો,
તથા શિખામણો કામો, અને હા આપણી અક્કલ;
તરીકા આપણા તેમજ, સખુનો ને હૃદય સઘળાં,
નથી મલતાં એક બીજાને, વળી રવાંનો કોઈની સાથે નથી.

## ફકરો ૩ જો.

કહ્યું છે હોરમજદે કેઃ મુને છે જાણવાનું જે,
સહુથી પહેલી દુનિયાંની, તથા હા જીંદગી બાબે;
ખુલાસો જે કરૂં છુ હું, તે બાબે સાંભળો તમે,
તે એકે આ એ માંશ્રોને, ગણું છું જેમ હા તેમજ;
જાહેર જે રીત કરૂં છું તેમ, તમારા માંહેના જેઓ,
અમલ કરશે નહી તેનો, તેઓની જીંદગાનીનો;
સમય હા અંતનો બચિત્ત, અહાહા આવશે કહું છું,
હલાકીમાં નથી શંકા, શિખામણ સાંભળો દઉં છું.

---

× ઇન્દ્રીઓ જે વિષય છે તેનાં ઉપર પ્રીતિ અને અપ્રીતિ, એ બન્ને ઇન્દ્રીઓમાં જ રહેલાં છે. એ બેને તાબે થવું નહી, કેમકે એ બે એના કદા દુશ્મન છે. (ભગવદ્દગીતા ૩/૩૪)

## ફકરો ૪ થો.

ખરેખર ! આય દુનિયાંમાં, ખરે જે રાસ્તીને લીધે,
છે સર્વોત્તમ અને મ્હેન્તુ, ખરો પિતા ભલાં મનનો;
તથા હા પુત્રી જેની, અહાહા આર્મઇતિ છે,
ભલાં કામો જ કરનારી, તે ઉત્તમ બાબે હું કહું છું;
જાહેર રીતે તમોને હા, જે હોરમજદ બધું જાણે,
તથા આ દીન અને માંથ્રો, મને જેણે જ આપ્યાં છે;
ઠગાતો× હા નથી કોથી, ખરેખર હોરમજદ તે છે,
જોનારો સૌ ચીજો પોતે, નમન ખુબ તેમને હેતે.

---

× But when you pray use not vain repetitions, as the heathensdo; for they think that they shall be heard for their much speaking. Be not ye therefore like unto them; for your father knoweth what things you have need of, before ye ask him. ( Bible )

## ફકરો ૫ મો.

ફીધો હા હોરમજદે મુને, ખરેખર દીનનો કલામ,
તથા જે લાભ કર્તા છે, સાંભળવાને કલામો તે;
માણુસોને તે વિષે હું, કરૂં જાહેર ખરે ! તમને,
તાબેદારી જેઓ મ્હારી, તરફ હા આપશે ધ્યાન;
×તેઓને તંદુરસ્તીને, થશે હાંસેલ અમર પણ હા,
ખચિત્ત તે માનશે સૌકો, ન શંકા કાંઈપણ ધરસો;
વલી તે નેક મનશ્નીનાં, અગર કામો નીતિવાળા,
લીધે તેવાં માણુસોને, નજર પડશે અહુરમજદ પોતે.

---

× He who has reached the goal, who is free from worry. who is free from craving and who has rid himself of demeritorious tendencies —such an one has thereby destroyed the darts of existence and wears this body for the last time (Dhammopada.—351)

## ફકરો ૬ ઠો.

બધાંઓ માંહે સૌથી જે, ઉંચે દરજ્જે રહેલો છે,
તે બાબે ખુલ્લી રીતે હું, તમુને હા જણાવું છુ;
ખરેખર ! રસ્તીને લીધે, તેની કીર્તિ તણાં ગાન,
ગાઉં છું ભાવથી હું તો, સબબ લાએકાત તેની છે;
સારા ડાહ્યપણુ વાળો છે, અમશાસ્પંદો પણ તેના,
તેવા છે જ સદા તેઓ, નશંકા કાંઇ તેમાં છે;
ખરે આબાદી કરનાર, મીનોની માર્ફતે ખચિત,
સાંભળશે હોરમજદ મ્હારી ખરેખર! બંદગી જાતે;
અહુર ! કરવામાં આવે છે, જેની આરાધના માંહી,
મનશ્ની નેકની માર્ફત, નમન ખુબ તેમને વ્હાલા;
તેની પોતાની અક્કલ જે, ખરે ! સૌથી જ ઉત્તમ છે,×
ખચિત! તેનીજ માર્ફતે, મ્હને બસ! તેજ શિખવશે.

---

×Him forth I announce to you of all the greatest,
While the benignant each with rites I worship;
Mazda Ahura hear with bounteous spirit,
In whose helped praise, I asked questious with good mind;
With His best wisdom forth answer the Lord!
(Mills)

## ફકરો ૭ મો.

જેઓ હૈયાત છે હાલ, સખાવત આંહી કરનારા,
તથા છે થઇ ગયા જેઓ, તેમજ હવે પછી થાશે;
તેઓ સો હોરમજદથીજ, ખચિત ફાએદા ×ઇચ્છે છે,
અષો માણુસ તણું રવાન, અમર પણ ઇચ્છનારૂં છે;
સખત પીડાજ હોએ છે, ખચિત પાપી જીવોને હા,
અને આ કાયદા સ્થાપ્યા, પેદા કરનાર હોરમજદે;
પોતાની સત્તાની રૂએ, ખરેંખર! રાસ્તીને લીધે,
નમન તે હોરમજદને છે, તેમજ આ સો કલામોને.

---

× Blessed are the pure in heart, for they shall see God.

Blessed are the peacemakers; for they shall be called the children of God.

(Bible. Math 5/8–9.)

## ફકરો ૮ મો.

ગાયનો બંદગીનાથી, વખાણુવાને હમો ચહીએ,
જીગરથી હોરમજદને ખુબ, નિરંત્તર નામ તે ગાઇયે;
સબબ કે રાસ્તીની મારફત, જાણીતો તે થઇને હા,
બધી દીનની બાબદોથી, ભલા સૌ તે વિચારોનાં;
તથા સખુનના તેમજ, ખરેખર! સૌ કામોનાં,
મહા જ્ઞાનિ તે સાહેબને, પેખું મ્હારી નજરથી હું;
×ગરોથ્માન તેની કીર્તિના, ફક્ત આએ જગતમાં નહી,
બહેસ્તમાં પણ મલીશું જ, હમો ચોકસ ન શંકા કંઈ.

---

O my Son! Verily God will bring every thing to light, though it were but the weight of a grain of mustard seed and hidden in a rock or in the heavens or' in the earth; Verily God is sharp—sighted, informed of all.

( Koran )

× Rejoice, and be exceeding glad: for great is your reward in heaven; for so persecuted, they the prophets which were before you.

(Bible Math. 5/12)

## ફકરો ૯ મો.

ભલી મનસ્નીની સાથે, ખરેખર હોરમજદને જ,
અમો આરાધવા માટે, નિરંતર ઇચ્છીએ ભાવે;
ભલુ ચાહી અમારૂંને, જેણે પેદા કીધેલા છે,
ખરેખર સુખને સંકટ, નમન ખુબ તેમને છે;
ખરે! ×આબાદ કરવાને, અમારાં માણુસો તેમજ,
ગાએ કે ઢોરને આંહી, અમારા જ ભલા મનમાં;
સારાં ડહાપણુ થકી તેમજ, ખરેખર! રાસ્તીને લીધે,
પોતાની સત્તાથી દેશે, અમોને હોરમજદ કૌવત.

---

× It is an evil mind that reviles the religion of the holy ones, the noble and the righteous; having followed a sinful heresy, such a mind brings forth to its own destruction, fruit like to the fruit of the Katthaka reed.

(Dhammapadia 164)

## ફકરો ૧૦ મો.

પોતાના+ જે અખુટ બળમાં, મહાજ્ઞાનિ જણાયો છે,
તથા જીવન દેનાર, નમન તે હોરમજદને છે;
તથા જેણેજ રાસ્તીથી, મનશ્નની નેકની માર્ફત,
પોતાના રાજ્યમાં તેણે, કીધાં પેદા તેના માટે;
સુખાકારી અમર પણ હા, વળી તેણેજ બક્ષી છે,
ખરેખર! હોરમજદ પોતે, શક્તિને જોર હર વખતે.

---

+ કર્મ માર્ગનાં કાર્યોથી હું તેની આરાધના કરૂં છું, કે જે અહુરમઝદનાં નામથી જણાયલો છે. તેજ આપણામાં અશોઇ અને અંતઃકરણને જાગ્રત કરે છે. ત્યાગમાં મીનોઇ હાલત અને મુક્તિ સમાયલાં છે. તે આપણને કાયમનું જોર અને આશરો આપે!

( ચેતરજી )

## ફકરો ૧૧ મો.

હેવો તેમજ માણુસો નીચ, જેઓ ધિક્કારનારા છે,
ખરેખર! હોરમજદને તે, તેઓને કોઈ ધિક્કારે;
તથા જે હોરમજદનેહા, તથા એલમ વાળાઓ,
સોસ્યન્તોને તે સાહેબની, પવિત્ર દીનની મારફ઼ત;
જોએછે× માનની નજરે, ખરે તે સખસનો દોસ્ત,
મદદ કર્તા તથા પીતા, ખચિત છે હોરમજદ પોતે;
તેવા માણુસથી દેવો, તથા હા નીચ માણુસો,
તદન ઉલ્ટા તરીકાના, ખચિત્ત હરદમ હોએ છે.



× Let your light so shine before men, that they see your good works, and glorify your father which is in heaven.

(Bible Math. 5/16)

## હા. ૪૬

### ફકરો ૧ લો.

કહે જરથોશ્ત પેગંબર, મ્હારા ખેશી તણાં તેમજ,
ફરમાન બરદારોનાં, મ્હને છોડી દેવાથી હા;
હવે કેઇ જગાએ× હું, લેઉ વલાંણુ હા આંહી,
કેઈ તરફ લેઈ વલાંણુ, હવે હું ભાવથી જાઉં;
નહી ધંધા દારીઓ કે, નહી હા દેશના પાપી,
જુલમગારો કોઇ બી, નથીજ રાખતા મને રાજી;
હોવાથી એ મુજબ તુને, કેવી રીતે કરૂં હું ખુશાલ?
અએ ઓ હોરમજદ કહેની, તે બાબેનો વિગતે હાલ.

× "કાંમ નેમોઈ ઝાંમ."નો મિથ કહે છે કે કેઉ "ઝાંમ" ને હું નમું, કે જે નમવા લાયકની હોય. મઝદદાત–અહુરદાતની મારફતે અને હેફાઝતથી અશો જરથુશ્ત્ર ગરોન્માનમાંથી ઉશતાનો નાદ લાવીને એતીની અવીઝેહ દએનમાં ઉતારે છે. (ડો. ચીનીવાલા)

## ફકરો ૨ જો.

અએ ઓ હોરમજદ હા હું, થયો છું ના મુરાદ આંહી,
બીના એ જાણવાથીજ, નમન હું ભાવથી કરતો;
મ્હને છે ટુંક સંપત્તી, વળી છું કમ સાથીવાળો,
માટે સાહેબ તુને હુ, નમનતાઈથી ગુઝારૂ અર્ઝ;
કે મ્હારી આ હાલત તરફે, નેંગાહ કર તું અરે વ્હાલા,
તથા જેવી રીતે એક દોસ્ત, બીજા કો દોસ્તને આપે;
તેવી રીતે હું માંગુ છું, દિલાસો તુંજથી પ્યારા,
શિખવ તું રાસ્તીની માર્ફત, મ્હને દોલત ભલા મનની.

---

× My God, my God, why hast thou forsaken me? Why art thou so far from helping me, and from the words of my roaring?

O my God, I cry in the day time, but thou hearest not; and in the night season, and am not silent.

( Bible–Psalm 22/1–2 )

## ફકરો ૩ જો.

અષોઇની દુનિયાંની, ખરે આબાદીને માટે,
સોષ્યંન્તોની ઉત્તમ બુદ્ધિ, કે જે દે કયામતને દીને;
પ્રકાશ તે એજ મતિ ખચિત્ત, આકાશ વાણીની સંગાતે,
અએ ઓ હોરમજદ વ્હાલા, કયારે તે આવશે કહેની?
ભલી ×મનશ્ની હોવાને, લીધે કોણુને મદદ કરશે,
મ્હને હા બોધ દેનાર, ત્હને હું હોરમજદ ચહુ છું.

---

I swear by the day of the Resurrection,
And I swear by the self-accusing soul,
Thinketh man that we cannot re-unite his bones?
Aye! his :very finger-bones are we able
evenly to replace. ( Koran )

× Blessed are they, that do his commandments, that they may have right to the tree of life, and may enter in through the gates into the city.

(Bible-Rev; *22/14* )

## ફકરો ૪ થો.

ખરાબ કૌવત્ત વાળો જે, પોતાનાં બદ કામોથી,
કરે પાયમાલ જીવનને, પાપી સખ્સ ખરે આંહી;
તથા અડચણ કરે છે જે, ખરેખર ગાય× ઢોરોને,
અહાહા શહેરના કે હા, વળી કો દેશનાં ને હા;
તથા મદદગારો ને, ખરેખર રાસ્તીના જે છે,
તેવોને આપતો હરકત, નમન વ્હાલા તુને છે છે;
અએ ઓ હોરમજદ જે કો, ખચિત તે દુષ્ટ માણુસને,
તેની સત્તા વડે તેમજ, જીંદગીથી હરાવે છે;
તે સખ્સ ગાએ ઢોરોને, તથા સારાં ડહાપણના,
કરે છે મોકળા માર્ગો, કંઇ શંકા નહી તેમાં.

× બુરાઓ ભલાં કામોને ખરાબ કરે છે અને પોતાનાં કામોથી દુન્યાને, દેશને અને ગામને પાયમાલ કરે છે, તે દરૂજી–કામ કરનારાઓ–પોતાનાં કામોથી પોતાનાં રવાનનો નાશ કરે છે. ઓ મઝદા જે કોઇ આવા માણુસોની જીંદગી અને સત્તાને દબાવે છે, તે પવિત્ર કાયદાના જાણીતા રાહ ઉપર ચાલે છે. ( ચેતરજી )

## ફકરો ૫ મો.

કદી પણ નહી જરા કરવી, મદદ બૂરા માણુસોને,
ખરેખર! શકિત વાળાએ, તથા તેઓ તરફ કોએ;
દયા કે મહેરબાની, નહીજ દેખાડવી× તલપુર,
અને બસ! નેક માણુસને, પોતાના બેશીઓ ગણુવા;
મદદ જે દુષ્ટ માણુસને, કરે છે કોઈ જે આંહી,
તેને બુરો સમજવો જ, ભલો ના માનવો ખચિત્ત;
તથા જે કોઈ મદદ દે છે, અહો સદ્‌ગુણી માણુસને,
તેને બસ! જાણુવો નેક, કલામો ભકિતનાં તે છે.

---

×Who having power doth not thus approach him, To the Lie-demon's home in chains will go; The wicked's friend is he and likewise wicked, But righteous he who loves the righteous, Since the primeval laws Thou gavest, Lord.
( Mills )

# ફકરો ૬ ઠો.

હોએ તાકાદવાન છતાં, સખ્સ હા કોઈ જે આંહી,
ખચીતજ દુષ્ટ તે માણુસ, કે જે આષ્મોગ છે;
જતો નથી તેહની નજદીક, અહા શિક્ષાજ કરવાને,
ગણાએ પોતે તે ખચિત્ત, દરૂજનાં જ મુકામોમાં;
સબબ જે દુષ્ટને માટે, ઘણો સારો× તે પોતે છે,
અહહા દુષ્ટથી ઉલ્ટું, જે માટે રાસ્ત માણુસ હા;
ખ્યારો તે રાસ્ત છે પોતે, મુજબ એ સૌથી પહેલો,
કાએદા દીનના કીધા, ખચિત્ત ઓ હોરમજદ તે ત્હેં.

× જે કોઈ વગવાળો હોવા છતાં, "ઉસ્તા" પાંથરવા આવતો નથી, એટલે તરીકત પાળવા અને બુરાઓથી દુર રહેવા તૈયાર નથી, તે ખરેખર તો દુજની તરફેણવાળો, દુજની અંજુમનનો માણુસ ગણાય છે. બુરી તબાઇ એવી નહિ આવવી જોઇએ, કે જેથી તું ભમાઇને અશોઈને ધીક્કારનાર થઈ એક ભવને બરબાદ કરે.

( ડો. ચીનીવાલા )

## ફકરો ૭ મો.

જ્યારે કોઇ દુષ્ટ માણુસ હા, લેવા કીનો મારા ઉપર,
ખરેખર ડોળા કકડાવે, ત્યારે કોણુ બચાવી દે;
અએ ઓ હોરમજદ કહેજે, મને ને મારા લગતાઓને,×
આતશનો તેમ હા મનનો, તથા સૌ સુખ શાન્તિનો;
બચાવ કોણુ આપશે મુને, શિવાએ તું જણાવી દે,
જે બેહુના જ કામોથી, વધે છે દીનને માટે;
અહા રાસ્તી તથા જ્ઞાન, મ્હને તું હોરમજદ કહેજે,
અમારી જીંદગાનીનો, ખરો આધાર તું છે છે.

---

× Hear the right, O Lord, attend unto my cry, give ear unto my prayer, that goeth not out of feigned lips; Keep me as the apple of the eye, hide me under the shadow of thy wings. From the wicked that oppress me, from my deadly enemies, Who compass me about.

(Bible Psalm-17)

# ફકરો ૮ મો.

મ્હારા હા માલ મીલકતને, ચહે નુકશાન કરવાને,
જે કોઈ તેના ગુસ્સાનો, આતશ તેનાજ કામોથી;
ખરે! બુરા ગણુાએ જે, મને નુકશાન નહી* કરશે,
પણુ તે સખ્સનું ખચિત્ત! પ્રતિફળ દ્વેષથી તેને;
ખરેખર! પહોંચશે તેમાં, નથી શંકા જરા કાંઈ,
તથા કર્મફળ તેનાં, પાછું હા રાખશે તનને;
અહા સુખથી કદી આંહી, પ્રતિફળ દુઃખથી કાંઈ,
ખચિત્ત પસ્તાવાની સાથે, અહા તે આવશે આંહી.

---

* I will call upon the Lord, who is worthy to be praised: so shall I be saved from mine enemies.

In my distress, I called upon the Lord, and cried unto my God; he heard my voice, out of his temple, and my cry came before him, even into his ears.

( Bible Psalm 18 )

## ફકરો ૯ મો.

કયો તે સખ્સ છે જેણે, મદદ કરવાની સાથે હા,
મને તું માન લાએક છે, અતિશય બક્ષીસો કરનારો;
તથા હા રાસ્તીનો સાહેબ, ખચિતજ ! હોરમજદ તું છે,
તે બાબે જાણીતો કીધો પહેલાં મુજને કાંઈ;
મળે છે હા મ્હને બ્હાલા, તહારી નેક બુદ્ધિથી,
જગત બનાવનારે હા, કીધા જાહેર કલામો જે.

---

×Who is that great Sage, who will inspire me, so that I may through my deeds, worship you, the strongest, the holy, the righteous Lord; I ask from you through conscience, that Rectitude, which is yours, and about which the Maker of the world told me.

(Chatterjee)

## ફકરો ૧૦ મો.

જે કોંઈ અયે હોરમજદ, મરદ અગર કે ઓરત,
ખચિત ત્હેં જે જણાવી છે, ઉત્તમ બક્ષિસ જીંદગીની;
મ્હને આપે તથા કે જે, ખરેખર! રાસ્તીને ખાતર,
કરે રાસ્તી અમલ તેમજ, ભલી મનશ્નીથી હા પોતે;
ચલાવે સત્તા પોતાની, તેઓને હોરમજદ ત્હારી,
ગાવા કિર્તી તરફ માર્ગ, ખરેખર! હું બતલાવીશજ;
×તથા તે સઘળાઓને, લઈ જઈશ પસાર કરાવીને,
ચિન્વત પુલ રાસ્તીથી હા હું, ભલા ત્હારા કલામોથી.

---

× આએ દીન કે જે હોરમજદી જરથોસ્તી [છે] [તેનાં] મત, વચન તેમજ કાંમો પ્રમાણે ઘેરોનાં, મોહોલ્લાઓનાં, કસબાઓનાં, તથા દેશોનાં આગેવાનોને હું જે જરથોસ્ત, તે રેહેનુમાઈ કરીશ, કે જેથી કરીને હમારાં મન ખુશી ભરેલાં, (તથા હમારાં) રવાન સૌથી સરસ (થાએ), તથા (હમારાં) તન નુરમંદ હોવાથી સૌથી સરસ દુન્યાને લાયક (થાએ). હોશબામ.

## ફકરો ૧૧ મો.

કરપોને કવિઓ હા, કરે છે મનસુબો આંહી,
પોતાની શકિતની રૂચે, ખરેખર! બદ કામોથી;
માણુસની જીંદગાનીને, પોતે પાયમાલ કરવાને,
જેવોને એ મુજબ કરવા તેઓ પોતાના રવાને;
તથા હા તેમના ઉરડે, ' સખત કીધા વ ઉછકેર્યાં,
જે બાજુ ચિન્વત પુલ છે, તે બાજુ તેઓ જાએ છે હા;
પરંતુ હા હંમેશ સુધી, રહેવા તેઓની ×જગ્યા,
દરૂજ કેરા મુકામોમાં, ન શંકા કાંઈ તેમાં છે.

---

× જેઓ કહે છે કે આ જગતમાં કાંઇ સાચું છે જ નહિ, તે ધર્મવગરનું છે, અને ઇશ્વર પણ નથી, એક બીજાના સંગથી સઘળું બનેલું છે, અને જાતી પ્યાર એજ ઉત્પત્તિનું મૂળ કારણ છે, તેઓનું ચિત્ત વશ નથી; તેઓ પોતાનું જ નુકશાન કરનારા છે; ટુંકી બુદ્ધિ-વાળા, ઘાતકી કામ કરનારા, આવા માણુસો દુન્યાનાં નાશને માટેજ પેદા થાય છે. (ભગવદ્‌ગીતા ૧૬–૮/૯)

## ફકરો ૧૨ મો.

પરંતુ તુરાનીફ્યાનની, જોરેમદ ઓલાદોમાંથી,
તથા તે વંશ માંહેથી, કેટલાએક બુલંદીથી;
છે જેઓ જન્મ પામેલા, ખરેખર! હાલમાં તેઓ,
ખરે તે રાસ્તીને લીધે, આમર્ઈતીનાં મુલકોને;
કરે છે આબાદ તેઓ, પોતાની ચંચળાઈથી,
ભલાં મન માર્ફતે દાદાર, તેઓને જ મળેલા છે;+
તથા તેઓના સુખ માટે, બતાવે છે સારો માર્ગ,
દાદાર હોરમજદ પોતે, ન કાંઈ તેમાં શંકા છે.

+ I was also upright before him and I kept myself from mine iniquity; therefore hath the Lord recompensed me according to the cleanliness of my hands in his eye sight.

(Bible–Psalm 18–23/24)

## ફકરો ૧૩ મો.

માણુસોમાંથી જે કોઈ, સ્પીતમાન જરથોસ્તને,+
મહેરબાનીથી ખુશી કરશે, તે માણુસ જાતે પોતેજ;
ફરમાનો દીનનાં ખચિત, જાહેર કરવાને લાયક છે,
તે માણુસને હોરમજદ, ખરેખર આપશે બેહેશ્ત;
તથા હા નેક મનશ્નીથી, ખરે ! આબાદ તે કરશે,
તેનાં બચ્ચાં પશુ ઢોરો, નમન તે હોરમજદને છે;
તે માણુસને ખરો દોસ્ત, અયે ઓ અષ હમો ગણીએ,
ત્હારો હા નેક મનશ્નીથી, તુને વ્હાલા નમન કરીએ.

---

× જેઓ ખરેખર સઘળાં કામ મને અર્પણ કરે છે, અને મારામાંજ મન રોકી રાખે છે, અને બીજો કાંઇપણ યોગ નહિ સાધતાં, મને જ પૂજે છે, અને મારૂં જ ધ્યાન ધરે છે, તેઓને મરણ અને સંસારનો જે દર્યો તેમાંથી હું જલદી ઉગારી લઉં છું, કેમકે તેઓનું મન હે પાર્થ, મારા ઉપર ચોંટેલું છે.

(ભગવદ્ગીતા ૧૨–૬/૭)

## ફકરો ૧૪ મો.

ત્હારી મ્હોટી પેગમ્બરીનાં, ખુદાઈ કામને માટે,
અયે જરથોસ્ત કહે હમને, ખરો તે દોસ્ત છે કોણ? ×
અગર તવ દીન ફરમાનો, લોકોમાં જાણીતાં કરવા,
અહા કોણ રાખે છે ખાહેશ? નમું તુંને જણાવી દે;
કહે જરથોસ્ત પેગમ્બર, અહા બહાદુર કએ વિસ્તાસ્પ,
ખરે તે દોસ્ત છે મ્હારો, અમલ રાસ્તીથી કરનારો;
અએ ઓ હોરમજદ વ્હાલા, જેઓને ત્હેં ગણેલાં છે,
અહા મીજલસ બેહેસ્તનીમાં, ખચિત્તજ બેસવા લાયક છે;
તેઓને તેઓની નેક મનશ્નીનાં, કલમોથી કરૂં છું યાદ,
ખચિત હું ભાવથી હરદમ, નમન વ્હાલા તુંને કરતો.

× હે અર્જુન તારા ઉપર ખુશી થઇને મેં મારા યોગબળથી ઉંચામાં ઉંચું મારૂ રૂપ તને બતાવ્યું કે જે રૂપ તેજ ભરેલું, જગતમાં ફેલાઇ રહેલું, શરૂઆત તથા છેડાઓ વગરનું અને તારા વિના બીજા કોઇએ નહિ જોએલું એવું છે. (ભગવદ્દગીતા ૧૧-૪૭)

## ફકરો ૧૫ મો.

સ્પેંત્માન ખાનદાન તણા, હએચત–અસ્પના તમો,
નબીરાઓ તમને દીન ફરમાનો,× એએ વ્હાલા;
જાહેર કરીશ હવે હું તો, સબબ હા એજ છે કે જે,
ખરૂખોટુ તમો પરખી, શકો છો જ બધુ આંહી;
ખરેખર! હોરમજદ કેરા, પહેલા કાયદા મુજબ,
અનુસરતા તમારાજ, આએ સો કામોને લીધે;
કીધી મુકરર છે રાસ્તી, તમોએજ અમો માટે,
નમન ખુબ હોરમજદને છે, ભલાં મનથી ખરે! હરદમ;

---

× A man is not just, if he decides a cause according to his whim! the wise man investigates both the right and the wrong, acts with consideration and leads others with Justice and impartiality. He who is the guardian of the Law and intellect is called the Righteous."

(Dhammapada 256–257)

## ફકરો ૧૬ મો.

અયે હુબુબ ખાનદાન, તણા ફરશોસ્તર મદદગારો,
જેઓને તે દુનીયાનાં, ખરેખર ફાએદા માટે;
આપણે બેહુ જણે હા હા, પસંદ કીધા× છે તેઓની,
તે બાજુ સાથે તું જાજે, ભલાં મનથી ખરે! વ્હાલા;
જે તરફે સભ્યતા રાસ્તીની, પછવાડેજ ચાલે છે,
જે તરફે શુભ મનસ્નીની પસંદ પડતી સત્તા હોએ છે;
તથા જે તરફે હોરમજદ, સહુથી માન પામેલા,
મુકામે જ રહે છે તે, તરફ તેઓની સાથેની;

× Therefore, brethren, we are debtors not to the flesh, to live after the flesh; for if ye live after the flesh, ye shall die; but if ye through the Spirit do mortify the deeds of the body, ye shall live.

(Bible-Romans 8/12-13)

## ફકરો ૧૭ મો.

અએ હબુબ ખાનદાન તણા, હકીમ જામાસ્પહા× તમને,
કવિતારૂપ એબારતમાં, વખાણીશ હું હૃદય ભાવે;
કરે છે કોઈ હા જેઓ, જણાવેલી તાબેદારી,
થકી આરાધના રૂપી, ભેટો અર્પણ કરે છે હા;
હમેશાં હોરમજદને તેમ, જે કાંઈ વ્યાજબી તેમજ,
પીછાની જે શકે છે જ, ખરૂં ખોટુ જીવન માંહી;
મહોબત રાખશે તે પર, ખરેખર! હોરમજદ પોતે,
પોતાના હા અશોઈથી ખરે! જે સર્વ જ્ઞાનિ છે.

× હબુબના ખાનદાનનો જામસ્પ હકીમ ખરેખર જ તલેસમાતી કરાહતનાં માંથ્રોને ભણશે જ એટણે દએનને જાહેર કરશે જ, એમ "ઉસ્તા" ને પાંઠરશે જ, એમ અશો જરથુસ્ત્રને મદદ કરશેજ, અને કરી રહ્યા છે. અએ બરતે કુસ્તીયાંનો! તમો દીનીયસ્ત તરીકતો ને બીન કાયદેસરનાં થઈને ચુંઠો નહી. ( ડો. ચીનીવાલા )

# ફકરો ૧૮ મો.

જે કોઇ હા ખુશાલીનું, મ્હને છે મુળ હા તેને,
થશે હાંસેલ બક્ષેશ, ખરે ઉત્તમ નથી શંકા;
તથા ભલી મનશ્નીથી, તેને મારી નિયામતનો,
હીસ્સો બચિત્ત હું આપું, તેમાં કાંઈ નથી શંકા;
જે કોઈ દુખડાં દેશે હમૂને, દુઃખ× તે ખમશે,
ન શંકા કાંઈ તેમાં છે, સ્વિકારે રાસ્તીને હરદમ જે;
અયે ઓ હોરમજદ ! વ્હાલા, ખરેખર રાસ્તીની માર્ફત,
ઇચ્છુંછું હું તૃપ્ત કરવાને, ત્હારી ખાહેશને જ હરદમ;
મ્હારી અક્કલ તથા વ્હાલા, મનશ્નીનો ઠરાવજ તે,
નમન છે હોરમજદ વ્હાલા, ખરે મ્હારૂ તે જીવન છે.

---

× If any man have ears to hear, let him hear. And he said unto them, take heed what ye hear; with what measure ye mete, it shall be measured to you; and unto you, that hear, shall more be given.

(Bible. Mark 4/23–24)

## ફકરો ૧૯ મો.

જે કોઈ હું જરથોશ્તને માટે, ખરેખર રાસ્તીથી તેમજ,
અહા જાહેર રીતીથી, પોતાનાં જ ખરા દીલની;
ખાહોશથી કામ× કરશે તે, સખ્સને માટે આ ફરતી,
ખચિત્તજ પૃથ્વી પર સઘળી, ઇઝત દોલત બધા સાથે;
ખરેખર! આવતી+ દુનીયામાં, ગણાશે બદલા લાએક,
બીના તે શિખવી મુજને, નમન છે હોરમજદ તુંજને.



× For in as much as, you do to the least, of my brethern, you have done it unto me."
(Bible)

+ Rejoice ye in that day, and leap for joy; for behold, your reward is great in heaven; for in the like manner did their fathers unto the prophets—
(Bible Luke 6-23)

## " ભરવું "

( ગઝલ )

હુલ્લાસી દમબદમ રહીને, સ્મરણુ દાદારનુ કરવું !
જગત્ત બ્હાર સૌ સહીને, અભય શાન્તિ ધરીતરવું !

ખુશામદ ખુદ તણી કરવી ! નપરવા કોઇની ધરવી !
શીમા તો સત્યની સ્મરવી ! જીવન બસ ! ધન્ય ! આકરવું !

નેકી રાસ્તી તણુા રાહે, ગમન કરતાં નહી ઠરવું !
અમુલા માંથ્ર " ગાથા " ના ! પઢીને દર કદમ "ભરવું."

" હૃદયયોગી "



Happy now the Believers,
Who humble themselves in their prayer,
And who keep aloof from vain words,
And who are doers of alms—deeds,
And who restrain their appetites,
Who shall inherit the paradise, to abide therein for ever.

( Koran )

# "અહુરા પાક લે તારી."

( ગઝલ )

નેકી રાસ્તી તણા રાહે, નિરંતર હા ગમન કરવું;
કરૂણા કર ખુદા ચાહે, જીવનભર પાપથી ડરવું.

ના ફરમાની થવું નાહી, સફરમાં સત્ય આચરવું;
મળી છે જીંદગી મોંઘી, તો જીવન આ સફળ કરવું.

આ ખલકત આખી પરે હરદમ, જીગરની રહેમથી જોવું;
ઈમારતને સગાં વહાલાં, નિહાળી ના બહુ મ્હોવું.

માનિતો માનવો મહઝબ, કલામો પાક ખુબ પઢવા;
યકિન માલેક પર રાખી, હમેશા નેમ તે ધરવી.

જેહાંનમાં, રાહને વળગી, ન ઝેરી જીંદગી કરવી;
પઢી "ગાથા"ની નસીહતો, સફર સહેલી સદા કરવી.

ટેકો મજબુત છે ત્હેનો, ન બીજો માનવો કોઇ;
લહો આધાર સૌ ત્હેનો, બધો ભય નાખશે ધોઇ.

સખૂન સાચા અને મોંઘા, ખરે તે માંથ્રવાણીના;
દારૂણ દુઃખો હરે છે તે, ડૂબે જેણે તે જાણીતા.

સુ અક્કલ તે ભલાં મનની, સ્વીકારો ભાવથી સૌકો;
ખીલાવે તે અજબ શક્તિ, ભગાવી ભય બધો ભવનો.

હોજો જરથોસ્ત આલમને, દૂવા હાંસલ ભલી મ્હારી;
જો હોએ કોઈ તો તે છેઃ—"અહુરા પાક લેતારી."

"હૃદયયોગી."

# સ્પેન્તોમદ ગાથાના હાઓ.

## યસ્ન હા. ૪૭ થી ૫૦.

આ હાઓનાં સઘળા ફકરાઓ
ગઝલમાં ઉતાર્યા છે.



# હા. ૪૭

## ફ્કરો ૧ લો.

નમન હોજો તમોનેજ, અયે ગાથા પવિત્ર છો,
કબુલ હોજો હમુંને તે, હમારૂ એજ જીવન છે;×
અહા ઉત્પન્ન થતા સહુથી, રાસ્તીથી નેક વિચારો,
સુખન ને કામને લીધે, દાદાર હોરમજદ વ્હાલા;
આપણુને સપેના મિનોની, મારફ્તે આય દુનીયાંનું,
આપે છે સુખને અમેંગી, ને પુરી મનશ્ની સંપત્તિનું.

---

× Blessed be ye poor; for yours is the kingdom of God; Blessed are ye, that hunger now; for ye shall be filled; Blessed are ye, that weep now; for ye shall laugh.

(Bible Luke 6–20–21)

## ફકરો ૨ જો.

સખસ જે કોઈ બીજાને, પોતાનીજ જબાનથી,×
તથા મોઢાંની માર્ફતે, બોલેલા નેક સખુનોથી;
તથા પોતા તણિ ખચિત્ત, ભલી મનશ્નીને લીધે,
તથા હા સભ્યતાના બેઉ હાથોથી કીધેલા હા;
ખરેખર કામને લીધે, તે સૌથી આબાદી કરનાર,
શકે છે મેળવી ઉત્તમ, ખચિત્તજ ચિજ મીનોની;
ખરેખર ફકત પોતાની, હવેંશ્પ–આગાહ દાનેશને,
લીધેજ હોરમજદ પોતે, ખરે છે રાસ્તીનો પીતા.

---

× A man is not wise because he speaks much; he is called " the wise ", who is patient, free from hatred and fearless.

A man is not a custodian of the Law because he speaks much; (but) he who having studied the law only a little, yet can visualize it in himself is called "The custodian of the Law", for he is not negligent there in.

(Dhammapada 258/259)

## ફકરો ૩ જો.

અએ ઓ હોરમજદ તુછે, ખરે આબાદી કરનાર,
ખુદ આએ મીનો નો હો, નમન છે ભાવથી તુને;
બક્ષનાર રામસ્ની તું જે, હમારા ફાએદા માટે,
×ખરેખર મસલહત તેણે, પુછાએલા બહમનની;
ખરેખર માર્ફતે આએ, ખુશાલી ઉત્પન્ન કરનારી,
પેદા કીધી જગતને તેમ, ખચિત્તજ આર્મઇતી આંહી.

---

× From contemplation (yoga) springs wisdom (bhuri); from lack of it, the decay of wisdom. On perceiving these two roads, one leading to prosperity, the other to adversity, let a man bend his steps toward that one which will increase his wisdom. ( Dhammapada–282. )

## ફકરો ૪ થો.

અએ ઓ હોરમજદ વ્હાલા, સ્પેનામીનોની બરકત,+
લીધે પાપી માણુસો સૌ, દુઃખીયાં થાએ છે આંહી;
પરંતુ રાસ્ત માણુસો, નહી તેવુંજ ખમવાના,
અશો માણુસને રાજી, ખરેખર રાખવા માટે;
કોઇબી સખ્સ હોએ છે, હાજતમાં થોડી ચીજની હા,
રાજી હા રાખવા સારૂ, ખરેખર દુષ્ટ માણુસને;
હોવા ×તાકાદવાન છતાં બૂરો, એક સખ્સ હા પોતે,
હાજતમાં હોય છે ખચિત્ત, પૂષ્કળ પણાની તે જાતે.

---

+ I have refrained my feet from every evil way, that I might keep thy word.

Through thy precepts I get understanding; therefore I hate every false way.

(Bible-Psalm 119/101)

× By that Blest Spirit curst false foes are wounded,
By Mazda's bounteous One, not thus the saints;
Though feeble men alone here serve the faithful,
And foemen rich in might help sinners on.
( Mills )

## ફકરો ૫ મો.

અએ આબાદી કરનાર, અણુદીઠા હોરમજદ વ્હાલા,
આપે છે રાસ્ત માણુસને, જે કાંઇ હોય ઉત્તમ તું;
પરંતુ પાપી+ જીવ પોતે, પોતાનાં દુષ્ટ કામોથી,
રહી તવ પ્યારથી દૂરને, પામે છે પાપનો બદલો;
તથા રહેનાર હોએ છે, અકોમનનીજ સાથે હા,
નમન છે હોરમજદ વ્હાલા, નિરંતર ભાવના તમુને.

## ફકરો ૬ ઠો.

અએ અણુદીઠ આબાદી, ખરે કરનાર તુંતો છે,
×ખરેખર હોરમજદ વ્હાલા, ત્હારા આતશની માફ્તે;
હરીફો બેહુ તેઓને, ખરે સંપુર્ણ મનશ્નીને,
વધારા રાસ્તીનાં મુજબ, જેઓની વ્યાજબી ન્યાયે;
તું આપે છે ખરે બદલો, પસંદ તે હોય છે ખચિત્ત,
ખરેખર પુર્ણ રીતીથી, બધા ઉમેદવારોને.

---

+ Let burning Coals fall upon them (wicked men); let them be cast into the fire; into deep pits, that they rise not up again; surely the righteous shall give thanks unto thy name, the upright shall dwell in thy presence.

(Bible–Psalms 140–10/13)

× Let my supplication, come before thee; deliver me according to thy word. Let my soul live and it shall praise thee; and let thy Judgements help me.

(Bible Psalm 119/175)

## હા. ૪૮

### ફકરો ૧ લો

ખુદા ! જ્યારે અશો માણસ, પોતાનાં શુભ કામોથી,×
તેમજ રાસ્તીથી, દરૂજને મારશે વ્હાલા;
તથા જે ચીજો× દેવોથી, તથા બુરા માણસોથી,
હતી જાહેર થએલી છે, ખરે ! ઠગાઈ તરીકે હા;
ખરા આકારમાં* જ્યારે, ખચિત્ત તે આવશે બ્હાર,
ત્યારે ઓ હોરમજદ ત્હારી, પરસ્તેશ ફાએદા સાથે;
ફેલાવો પામશે તેઓ, ખચિત્ત રાસ્તી થકી વ્હાલા,
નમન છે હોરમજદ રહેમી, નિરંતર હા તુને વ્હાલા.

---

× The selfish devotee lives to no purpose. The man who does not go through his appointed work in life has lived in vain.

( Voice of the silence. )

* My lips shall utter praise, when thou hast taught me thy statutes. My tongue shall speak of thy word; for all thy commandments are righteousness.

Let thine hand help me, for I have chosen thy precepts.

(Bible–Psalm 119/171)

## ફ્કરો ૨ જો.

મ્હારી પેગમ્બરીના કામમાં, નડતીજ અડચણો,
તથા મુશ્કેલીઓ તેમજ, જીવનની વીપત્તીઓ જે;
મ્હારી +ઉપર પડે આવી, અવલ તે હોરમજદ તું કહે,
સબબ કે તું છે સર્વજ્ઞ, તે એકે રાસ્ત માણુસ શું?
શકે હા દુષ્ટ માણુસ પર, ખરે! ફાવી જશે કોઈ,
અએ ઓ હોરમજદ રહેમી, ખચિત્ત! જો એમ હોએ તો;
ખચિત્ત આએ જીંદગીનો, તથા હા દુનિયાંનો તે,
ખુબી વાળો બનાવજ તે, જણાએલો ખરેખર છે!

## ફ્કરો ૩ જો.

ખુદા! સારી નિયામત તું, બક્ષનારોજ જાતે છે,
×તથા આબાદી કરનાર. સર્વજ્ઞ હોરમજદ તું છે;
પોતાની શુભ શિખામણ, કે જે ભેદ ભરેલા કલામો છે,
તે સમજુ માણુસને, તેની અષોઇને લીધેજ શિખવે છે;
અએ ઓ હોરમજદ રહેમી, ભલાં મનનીજ અક્કલથી,
ત્હારી નજદીકનો વ્હાલા, કોઈ બી સખ્સ થાએ છે ત્યારે.

---

+ The Son of man goeth as it is written of of him, but woe unto that man by whom the Son of man is betrayed; it had been good for that man if he had not been born.

(Bible Math 26/24)

× They call Him Indra, they call Him Mitra, they call Him Varuna or Agni. Or they call Him Suparna or Garutman. The Entily is one –the sages name it variously as Agni, Yama or Matariswan. Prisni–Gatha.

## ફકરો ૪ થો.

અએ ઓ હોરમજદ કોઈ, પોતાનીજ +મનશ્નીને,
વધારે નેકને વ્હાલા! વધારે પાક રાખે છે;
તે પોતેજ વચનથી ને, ખરેખર! કામથી વ્હાલા,
ખચિત્તજ! રાખે છે દીનને તેમાં ન કાંઈ શંકા છે;
તેની ખાહેશ ઓ વ્હાલા! તેનાં એતેકાદ તથા,
પ્રજા ધર્મને ખચિત્ત! અનુસરતાંજ હોએ છે ત્યારે;
તે ×માણુસનું સેવટ વ્હાલા, અયે હોરમજદ ત્હારી,
સુ–અક્કલમાંજ હોએ છે, ખરેખર! ખુલ્લી રીતેથી.

---

+ Come ye, all together, with words of praise to the lord of Heaven. He is one, and omnipresent and supreme to all. He is the old one, yet pervades all that is new. All the ways, various as they are, lead to him who is one.

(Prisni-Chapter 8/1-2)

× તું મારા ઉપરજ (શ્રી કૃષ્ણ) મન રાખ, મારો ભક્ત થા, મનેજ યજ્ઞ કરતો રહે, મને નમસ્કાર કર, અને બરાબર ચિત્ત કરીને મારામાં જ પરોવાઇ રહેલો (એટલે મારામાં જ આખો દહાડો ને રાત ચિત્ત ચોટાડી રહેલો) તું મનેજ પામશે. (ભગવદગીતા ૯/૩૪.)

# ફકરો ૫ મો.

અયે ઓ આર્મઇતી વ્હાલી, ભલાં ડહાપણનાં કામોથી,*
સારા પાદશાહજ ખચિત્ત! હમો પર રાજ્ય કરનારા;
ખરાબ છે પાદશાહો જે, હમો પર રાજ્ય નહી કરશે,§
માણસને માટે જન્મથી, પવિત્રતા સૌથી સરસ ચીજ છે;
ગાએ-ગોસ્પંદને× માટે, જીવે મહેનત ઘટે કરવી,
સબબ તે આપણા ખોરાકને માટે કરે વૃદ્ધી.

---

* જેનું મન એક સરખી રીતે રહેલું છે, તેણે આ દુન્યામાંજ સઘળું જીતેલું છે. સમતાયુક્ત બ્રહ્મમાં કાંઈ પણ દોષ વગરનું છે, તેથી એવા માણસો બ્રહ્મમાંજ રહેલા છે.

(ભગવદગીતા ૫-૧૯)

§ Deliver me, O Lord, from the evil man; preserve me from the violent man; which imagine mischiefs in their heart; continually are they gathered for war. (Bible Psalm 140/1-2)

× ગાએ-ગોસ્પંદને માટે હિમ્મત (હોજો). ગાએ ગોસ્પંદને માટે, વખાણ (હોજો). તેઓને માટે સારા સખુન, તેઓને માટે ફતેહ, તેઓને માટે ખોરાક અને વસ્ત્ર હોજો. ગાએ ગોસપંદોને (ઉછેરવાને) માટે માણસોએ મહેનત કરવી જોઇએ, કેમકે તેઓ આપણાં ખોરાકને માટે વધારો કરનારાં છે. (બેહરામ યશ્ત-૨૦)

## ફકરો ૬ ઠો.

સબબ તે ગાયને ઢોર, મતા છે આપણી કીમતી,
તથા તે નેક નૈયતની, મુરાદે જોર આપે છે;
શરૂની કે અસલનીજ, દુનીયાંની પેદાએશમાં,*
દાદાર હોરમજદે તેને, માટે વનસ્પતિ કીધી;
ખરેખર! અષની માર્ફત, ખચિત્તજ રાસ્તીની સાથે,
વધારે નેક મનશ્નીને, નમન છે તેમને વ્હાલા?

## ફકરો ૭ મો.

તમો જેઓજ ઇચ્છો છો, ખરે! મજબુત પકડવાને,
ખચિત્ત હા રાસ્તીની માર્ફત, ભલા વિચારનો રાહ;
તેઓ ગુસ્સા× તણા દેવને, રાખો દાબેલા હા હરદમ,
તથા મારામારી સઘળી, ખરે! કાપી વહો હરદમ;
ભલા તે રાહને માટે, આબાદી જગતની કરનાર,
માણુસ ફિદા થએલો છે, નમન છે તેમને વ્હાલા.

---

* The prophet of the world (Zartusht) then said, we deem it sinful to kill harmless animals, and no man hath authority to commit this wicked act. Were all ravenous animals, to enter into a compact not to kill harmless animals, we (all men) would abstain from slaying them. and hold them as dear as ourselves (Desatir)

× Let a man abandon anger; let him root out conceit; let him overcome all fetters. No sufferings overtake him, who clings neither to name, nor to form, and who possesses nothing.
Dhammapada–221

## ફ્કરો ૮ મો.

અયે ઓ હોરમજદ ત્હારી, આદેલ પાદશાહીનીજ,
શું છે મુળ નેમ તે વ્હાલા, મુને રહેમી જણાવી દે;
મ્હારાં સ્વાંનને* ત્હારો, પવિત્ર બદલો તેમજ,
આશિરવાદો મળે માટે, કઈ છે બંદગી ઉત્તમ?
ભલી મનશ્નીનાં વ્હાલા! કામોનો વૃદ્ધિ કરનાર,
થવાને મારે માટેના, ત્હારા ઠરાવેલા અચિત્ત!
મદદગારોને× રાસ્તીની, ખરેખર! માફ્તે કેમ,
શકું હું મેળવી વ્હાલા, જણાવી તું મ્હને દેજે.

---

* My son, forget not my law; but let thine heart keep my Commandments; Let not mercy and truth forsake thee; bind them about thy neck; write them upon the table of thine heart. (Bible Proverbs 3/1-3).

× Blessed are those servants, whom the lord when he cometh, shall find watching; verily I say unto you, that he shall gird himself and make them to sit down to meat, and will come forth and serve them. (Bible Luke 12/37)

## ફકરો ૯ મો.

અયે આબાદી કરનાર, વ્હાલા હોરમજદ છે તું,
અગર જો રાસ્તીને લીધે, દરેક પેદાયશની ઉપર;
સત્તાઓ* ભોગવે છે તો, જે બાબદનો મ્હને શક છે,
કયારે જાણીશ તે વિષે, તે એકે નેક મનશ્નીના;
ખરેખર! રાસ્ત જીંદગીના, જેઓ ગુજારનારા છે,
સેવટ છે શું તેઓનું જ, તે વિષે તું ખરૂ કહેજે;
એ બીના તારી દીનનો માર્ગ, શકે બતલાવી તે જાણે,
જેથી હાંસેલ તે થાએ, તેને સા ફાએલા વ્હાલા!

---

* રજેરજ ઉપર અષથી તું મઝદા રાજ્ય કરે છે અને કરશે, એટલા માટે રજેરજ તારા પદવંદમાં કયારે આવશે તે મને કહે. જે બાબદોની અજ્ઞાનતા હશે, અને એમ સૃષ્ટી રચનાનો બધો ભેદ જાહેર થવાનો છે, તે કયારે ખુલશે. ભલા મનનાં અએ વણકર! તું કાંઇ મને જે હકીકતમાં હોય તે જણાવ જેથી શકસુબેહ દુર થાય.
( ડો. ચીનીવાલા )

## ફકરે ૧૦ મો.

કામેલ બુદ્ધીનાં માણુસો, ખરેખર! આવશે ક્યારે ?
અયે ઓ હોરમજદ કહેજે, નમન હું ભાવથી કરતો;
તથા અએ* છાકટ પણુની, ખરાબી ને કહે ક્યારે,
હઠાવીને કરે દૂર, ખરે! જે બદીને લીધે;
કરપો તેમજ દેશોના, બૂરા રાજ્યના કરતાઓ,
પોતાની કુબુદ્ધિથી, ખરાબી જગત્તની કરતા ફરે છે.

---

* અએ મઝદ! મને પેગાંમબરની અસર ક્યારે મલશે (યાને મારામાં પેગમબરી રૂહ ક્યારે દાખલ થશે?) અને આ કામમાંથી હું મૂર્તિ પુંજાને ક્યારે દૂર કરી શકીશ, કે જે મૂર્તિ પુંજા અંગીરસ ધર્મગુરૂઓએ ઉભી કીધી છે, અને જે રૂઢી બીન કેળવાયલા જંગલીઓનો તરીકો છે. (ચેતરજી નાં ગાથા.)

# ફકરો ૧૧ મો.

અએ ઓ હોરમજદ ક્યારે, હમુને મલશે *વ્હાલા !
ખરેખર રાસ્તી સાથેની, ખુદાઈ સભ્યતા પુરી ?
તથા મુકામ ખુશ્નૂંમાં, ખરેખર ! આબાદી, વાળુ,
વ્હાલા ! સંપત્તિ સાથે, અમોને મલશે ક્યારે;
ખરેખર× ! ઘાતકી તેમજ, ખચિત્ત હા દુષ્ટ જીવોથી,
હમુને કોણુ હા દેશે, વ્હાલા સુખને શાન્તિ ?
ખરેખર ! કોણુની તરફે, ડહાપણ હા ભલાં મનનું,
ખચિત્તજ આવશે કહેની, નમન છે ભાવનાં તુજને.

---

* Riches profit not in the day of wrath;
but rightousness delivereth from death.

The righteousness of the perfect shall direct his way. but the wicked shall fall by his own wickedness. ( Bible-Proverbs. 11/4/5 )

× Come ye, all together, with words of praise, to the lord of heaven. He is one, and omnipresent, and supreme to all. He is the old one, yet pervades all that is new. All the ways, various as they are, lead to him who is one. (Prisni— 8/2).

# ફકરો ૧૨ મો.

સઓષ્યંતોજ* છે તેઓ, વ્હાલા દેશોના ખચિત્ત,
મનશ્ની નેકથી જેઓ, તથા હા રાસ્તીથી તેમજ;
અએ ઓ હોરમજદ ત્હારા, હોકમ મુજબનાં કામોથી,
દીનના એલમને ખચિત્ત, વ્હાલા વળગી રહેશે;
સબબ તેઓ થએલા છે, ખરેખર મુકરર મજબુત,
સામે થનાર તરીકે, ખચિત્તજ દ્વેશ ભાવોથી.



* જે ક્ષ્તુમનાં જ્ઞાનને યાને દીની ઈલમને ભલાં મનથી વળગી રહે છે, અને તે જ્ઞાન બીજાને શિખવે છે, અને બુરાઓને ભલા કરે છે. આવા સઓષ્યન્તો તારા ફરમાન મુજબનાં શિક્ષણો યાને તરીકતો પ્રમાણેનાં કામ કરી અને કરાવીને અશોઈ ઉભી કરાવે છે.
(ડો. ચીનીવાલા)

## હા. ૪૯

### ફકરો ૧ લો.

હું જે રાસ્તીની માર્ફતે, બેદીલ થએલાઓને હા,
અહાહા રાખવા રાજી, ચાહુ છું હોરમજદ તેને;
સહુથી જોરેમંદ +બેનદવ, હમેશાં સામે થાએ છે,
માટે અએ હોરમજદ આએ, મારાં સંકટમાંહી મુને;*
મદદ કરવાને માટે હા, સુ-બક્ષેસ ત્હારીની સાથે,
અહા તું આવજે વ્હાલા, નમન મારાં સ્વિકારીને;
અહાહા નેક મનશ્નીથી, તેનું હું મ્હોત× સોધું છું,
જીવન બિગાડનારૂ તે, ફતેહ તું બક્ષનારો છે.

---

+ બુરી ગતીએ જઇ રહેલાં ઇન્સાનો એટલે હવસોથી ભમાઈ રહેલાં દએવીક અજ્ઞાનતાની ગતીમાં ચાલી રહેલાં ઇનસાનોને તરીકતોથી અષાઇનો રસ્તો બતાવી અષોઈ પેદા કરાવીને, દીની ઇલમનો લહાવો ચખાડવા માંગુ છું; વળી તનાસકમા પાડતી બુરી ગતીને હું શોધી નીર્મુળ કરૂં. (ડો. ચીનીવાલા)

* The Lord will destroy the house of the proud; but he will establish the border of the widow. The thoughts of the wicked are an abomination to the Lord; but the words of the pure are pleasant words.
(Bible—Proverbs 15/25-26).

× બધાં જ્ઞાનમાં સારામાં સારૂં જ્ઞાન, હું તને એ અર્જુન! આપું છું જે જાણીને મુની લોકો ઉંચામાં ઉંચી સિદ્ધીને પામ્યા છે. એ જ્ઞાનનો આશરો લઇને તેઓ મારાં સ્વરૂપને પામ્યા છે, જ્યારે તમામ સૃષ્ટિ પેદા થાય છે, ત્યારે તેઓ જન્મ લેતા નથી અને પ્રલય કાળે જ્યારે સૃષ્ટિનો નાશ થાય છે, ત્યારે તેઓને ઇજા થતી નથી.
( ભગવદગીતા ૧૪/૧-૨. )

## ફકરો ૨ જો.

તે બેનધ્વનો બુરો તરીકકો, હોરમજદ વ્હાલા,
મ્હને નાખે છે ફીકરમાં, વળી તે દુઃખ દેનારો;
ઠગારો +સભ્યતાને હા, અમારે માટે કો દહાડો,
નથી હા રાખતો કબૂલ, તથા હા નેક મનશ્નીથી;
અયે ઓ હોરમજદ વ્હાલા, બાબદે દીનની વિષે,
થએલો તેનાથી હા હા, જાણીતો રાસ્તીની સાથે.

+ Those sages who are without violence, and who are ever controlled in body, attain to the eternal Abode, where having gone a man is freed from sorrow.
Depravities vanish from those who are ever wakeful, who discipline themselves day and night, who are bent towards the supreme attainment.
Dhammapada 225/226.

## ફકરો ૩ જો.

દુન્યાંના લોકો સૌને, ફાએદો કરવા માટે,
આએ મમ દીનને સારૂ, અએ ઓ હોરમજદ વ્હાલા;
કીધી મુકરર છે *રાસ્તી, દુન્યાંનાં લોકોને હા,
અહા નુકશાન કરવાને, ફિતૂરી બેનધ્વના હા;
બુરા તરીકાને માટે, ઠેરવવામાં આવેલી છે,
અહા હા દરૂજ ખચિત્ત, ન શંકા કાંઈ તેમાં છે;
+ભલાં મનની જ સરદારી, કરૂં છું હું પસંદ હા હા,
બુરા માણુસના બધા સોબતીઓને, ધીક્કારી રદ કરૂં છું હું.

---

* Blessed is the man that walketh not in the counsel of the ungodly, nor standeth in the way of sinners, nor sitteth in the seat of the scornful. But his delight is in the law of the Lord, and in his law doth he meditate day and night. (Bible Psalm 1/1–2)

\+ જુઠા તથા રંજ પોંહચાડનારા માણસોની સરદારીને હું ધીક્કારૂં છું, તેજ પ્રમાણે દેવોની, દેવને લગતાઓની, જાદુગરોની, જાદુગરને લગતાઓની, હૈયાતી ભોગવનારા કોઈ બી બુરા માણુસોની સરદારીને હું, મન, વચન અને કામો કરીને જાહેર રીતે હું ધીક્કારૂં છું. (યસ્ન હા. ૧૨/૪)

## ફકરો ૪ થો.

જેઓ હા બુરી અક્કલથી, તથા પોતાની વાણીથી,
વધારે છે ગુસ્સાને તેમ, અદેખાઇ અહા આંહી;
તેવા સખ્સોજ હોએ છે, ઉદ્યોગી *માણસોમાં હા,
નકામાં આંહી જીવનમાં, તથા જેઓની હા ઇચ્છા;
સારા કામો તરફ નહી પણ, ખરાબ કામેજ હોએ છે,
તેઓ દરવંદની દીનને લીધે, દે છે દેવને ટેકો.

---

* Very easy is life for a man, who is shameless, impudent as a crow, one who sacrifices the interests of all, who indulges in excesses, is boastful and leads a corrupt life.

Very hard is life of a man who is modest unselfish, active, polite, who is chaste and is of clear vision. (Dhammapada 244/245.

# ફકરો ૫ મો.

જે કોઈ આયે જરથોસ્તી, માજદયસ્ની+ દીનને હા,
મનશ્નીની નેકથી હરદમ, ગણે છે શ્રેષ્ટ તે પોતે;
અશો ઓ હોરમજદ ગોયા, પુષ્કળપણું ને આબાદી,
તણું તે મુળ છે હા હા, નમન છે વ્હાલના તુજને;
સંપુર્ણ મનશ્નીની રાસ્તીને લીધે, એવો કોઇબી માણુસ,
ખરો ડહાપણવાન ગણાએ છે, અશો ઓ હોરમજદ વ્હાલા;
અને તમામ સુખ સાથે, ત્હારી પાદશાહીમાં,
રહેશે ખુશાલ તે સખ્સ હા ચોકસ, ન શંકા કાંઈ તેમાં છે.

---

+ અશો સ્પીતમાન જરથોસ્ત, જે પ્રમાણે વોઉરૂકશ દર્યો, બીજાં પાણીઓ કરતાં ઘણો મોટો છે, જે પ્રમાણે ઘણું પાણી થોડાં પાણી કરતાં વધારે આગળ દોડે છે, જે પ્રમાણે એક મોટું ઝાડ બીજાં નાહાનાં ઝાડોને ઢાંકી નાખે છે, તે પ્રમાણે દેવથી જુદો જરથોસ્તી કાયદો સઘળી બાબદોમાં શ્રેષ્ટ છે.

વદીદાદ ૫/૨૩–૨૫.

## ફ્કરો ૬ ઠો.

અએ ઓ હોરમજદ તુને, ઘણોજ પસંદ કરૂં છું હું,
સબબ ત્હારી હરવેસ્પ-આગાહીનાં નેક વિચારોથી;
અહાહા માર્ફતે રાસ્તી, કરે ફરમાન છે એવું,
ખરૂં કરૂં એખત્યાર, જેથી ત્હારી આએ દીનને;*
અએ ઓ હોરમજદ રહેમી, હમો શક્તિ ધરાવી શકીએ,
+અહા આશકારા કરવાને, નમન છે વ્હાલનાં તુંને.

---

* Brahma taught spiritualism to Atharvan first, and then it was transmitted to Angirasa. Atharvan Zarathushtra, was the first to chalk out the path of Religion and then came the truthful Ramachandra of the Solar Race.

(Prisni-Gatha page 52)

* જે જ્ઞાન વડે, કદી પણ નાશ નહિ પામે એવું એક જ મુળ કારણ, સઘળા જીવોમાં દેખાય છે; જુદા જુદા જીવોમાં રહીને તે જાતે જુદું થયલું દેખાતું નથી, તે જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન સમજ. ( ભગવદગીતા ૧૮-૨૦ )

## ફ્કરો ૭ મો.

અએ ઓ હોરમજદ તે સખ્સ, પોતાની નેક મનશ્નીથી,
આએ દીનની બાબદ સુણસે, તથા રાસ્તી થકી જોશે;
અએ ઓ હોરમજદ વ્હાલા, તુ મ્હારી બાબદો ઉપર,
રહેમી ધ્યાન દેજે હા, તે એકે કાએદા મુજબ;
મ્હને *મદદ કરનાર, થશે હા હા કહે કોણ, ?
તથા બેશી તરીકે હા, થશે કોણ કહેજે તું ?
કે જે મ્હારી પેગમ્બરીના, અહાહા કામને માટે,
મ્હને સારી શિખામણ હા, જીવનમાં આંહી કોણ આપે ?

---

* " કે ખાનદ એ પીશમ, ચું તો રાની અમ,
કે રાનદ ઝે પીશમ, ચુતો ખાનીઅમ. "
જ્યારે તું મને તારી આગળથી હાંકી કાહાડશે, ત્યારે મને કોણ બોલાવશે ? વળી જ્યારે તું મને તારી આગળ બોલાવશે, ત્યારે કોણ મને હાંકી કાહાડશે ? ( મોનાજાત–મલાં ફીરોઝ )

## ફકરો ૮ મો.

મ્હને મદદ અહા તેમજ, બચાવ આપવાની હા,
શક્તિ તેમજ સરદારી, અહાહા રાસ્તીની વ્હાલા;
તું દેશે +હોરમજદ રહેમી, ફરશોસ્તરને ખચિત,
અહાહા એ અરજ મ્હારે, ખાતર તુંથી હું માંગું છું;
જેથી હમેશ સુધી હા, ત્હારી નેક પાદશાહીમાં,
*સર્વ પ્રિય હમો થઈએ, નમન છે વ્હાલનાં તુને;
દુન્યાંને લાભ કરવાને, અહાહા જન્મ પામેલો,
મહેન્તુને અગર ચંચળ, માણુસ સાંભળશે ફરમાનો.

---

+ I will extoll thee, my God, O king; and I will bless thy name for ever and ever.
(Bible Psalm 145/1)

* "જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું રે,
હવે થયું છે હરિરસ માતું,
ઘેર ઘેર હીંડે છે ગાતું રે;
હળવા કરમનો હું "નરસૈયો,"
મુજને તો વૈષ્ણુવ વ્હાલા રે,
હરિજનથી જે અંતર ગણુશે,
તેનાં ફોગટ ફેરા ઠાલા રે."

## ફકરો ૯ મો.

અહાહા મ્હારી દીનના હા, સાચું હા બોલનારાએ,
પાપી જીવ માર્ફતે હા હા, નહી લેવીજ સરદારી;
અહા દીનદાર માણુસો, અતિ ઉત્તમ+ બદલામો,
સાથે મળી જાએ છે હા હા, જેઓ કે રાસ્તીને લીધે;
જોડાએલા છે ગુસ્તાસ્પ, અહા બહાદુર ને તેમજ,
હકિમ જામાસ્પ પણુ તેમજ, અહાહા રાસ્તીની સાથે.

## ફકરો ૧૦ મો.

અહાહા નેક મનસ્ની જે, તેમજ અશોનાં રવાનો,
તથા હા બંદગીને લીધે, સભ્યતા ને આબાદી;
હોએ છે હોરમજદ તેહા, તારા આશ્રયમાં* સોંપું છું,
હોય ગીરફ્તાર બદીમાં જે સત્તા, નાશ તેનો જરૂરજ થાય છે.

---

+ Therefore, hath the Lord recompensed me according to my righteousness, according to the cleanliness of my hands in his eye sight.
(Bible Psalm 18:24)

* કંઈક કર્મનો કરનારો તે, શરણુ તમારે આવ્યો રે,
મહા જાળમાં બાંધી નાંખ્યો, હવે હરી છોડાવો રે;
પાપ કરતાં પાછું ન જોયું, હરીનું નામ હું ભુલ્યો રે.
દુરિજનની સંગત મેં કીધી, દેવાળામાં ડૂલ્યો રે,
અનાથ જંતું રાંક બાપડા, તેમાં મેં કીધા વાસારે.
(કલ્યાણુદાસ)

## ફકરો ૧૧ મો.

પોતાની નેક સત્તાને, ખોટી રીતે વાપરનારા,
અનીતિ કામ કરનારા, અનીતિ બોલનારાં જે;
તથા બદ દયાનતોવાળાં, અને બદ *મનશ્નીવાળાં,
રવાંનો પાપીઓ જે છે, તેઓને હા બચિત્ત દેવો;
ખરાબ ખોરાકની સાથે, સામા લેવાને જાએ છે,
અને તેવાં રવાંનોની, હયાતિ હોય છે, જરૂર;
દરૂજના હા મુકામોમાં, નથી શંકા તેમાં કાંઈ,
જીતે છે જીંદગાનીમાં, ધરે જે રાત્રીની છાંઈ.

---

* Why standeth thou afar off, O Lord? Why hidest thou thyself in times of trouble?

The wicked in his pride, doth persecute the poor; let them be taken in the devices that they have imagined.

(Bible Psalm 10/1-2)

# ફકરો ૧૨ મો.

કહે જરતોસ્ત પયગામબર, દાદાર હોરમજદને હા,
ત્હારા ખાક સાર બંદા મૂજને, માટે હા અશોઈ તથા;
મારી હા નેક મનશ્નીને લીધે, ત્હારી મ્હેરબાનીનો,*
અહાહા કેટલો ભાગ, કહે તું આપવાનો છે?
ત્હારી મરજી મુજબ ચાલી, જે કાંઈ સર્વથી ઉત્તમ,
છે તેની હા તલબ કરતો, થઈને હોરમજદ તુંને;
વખાણીશ હું ખચિત્ત વ્હાલા, ગાઇને ગાન કીર્તિનાં,×
નમન હરદમ તુંને વ્હાલા, ભૂલાવે ભાન ભિતીનાં.

---

*" ખોદાવંદરા પાએઝાં બરતરસ્ત,
કે આમીઝશે બંદેરા દર ખુરસ્ત,
રોવાનગર ફરૂગે પીઝી રોફ્ત અઝઉ,
ઝે ખુદ રફ્ત દુર અસ્ત પસ ગુફતગુ."

પરવરદેગારનો કુદરતી મરતબો એટલા વાસ્તે સઘળા ઉપર બુલંદી રાખે છે કે તેનો ફેજ બંદાઓના હાલ પ્રમાણે મલતો છે.

અગર રવાન ઉપર તેની મહેરબાનીથી એક રોશની પડી હોય તો તે તેની લેહેજ્જત પામ્યાથી બે ખબર થઇ જાય છે.

જામે કએખુશરૂ.

× એ મારી દેવતાઇ શક્તિ અને મારા યોગનો સાર જે કોઈ સમજે છે તે નહિ ડગે એવા યોગમાં લાયક બને છે. હું સઘળાનો પેદા કરનાર છું. સઘળું જ મારામાંથી નીકળેલું છે, એમ માનીને બુદ્ધિવાન લોકો મને પ્રીતીથી ભજે છે. (ભગવદગીતા-૧૦/૭-૮)

## હા. ૫૦

### ફકરો ૧ લો.

અએ આરાધના પામેલ, મ્હને તું હોરમજદ* કહેજે,
શાખી મમ રવાને છે, ખાહેશ કોણુની મદદની હા ?
સિવાય તું તથા અશોઈ, તથા હા સર્વથી ઉત્તમ,
મનશ્નીના વિના બચાવનાર, કોણુ છે મમ પશુનો;
તથા કીઓ સખ્સ હા હા, જણાએલો છે હું માટે,
બચાવ કરતા તરીકે હા, નમું ઓ હોરમજદ તુંને.

---

* Lord, I cry unto thee; make haste unto me; give ear unto my voice, when I cry unto thee.

Let my :prayer be set before thee as incense; and the lifting up of my hands as the evening sacrifice.

Bible Psalm 141/1-2.

## ફકરો ૨ જો.

અએ ઓ હોરમજદ વ્હાલા, આયે ખુશાલી દેનારી,
દુનિયાંને કરે પસંદ તે માણુસ હા કેવી રીતે;
કે જે તેને હમેશાં હા, ઇચ્છે આબાદીથી ભરપુર,
ભલી મનશ્નીમાં રહીને, નિહાળે રાસ્તીનાં તે નુર;
અશોઈથી બાલેસ જીંદગી, ગુજારનારા તથા હા હા,*
પ્રકાશિત હા થએલાં એ, ઇશ્વરી જ્ઞાનનાં ખોરશેદ;
તણા પુષ્કળ પ્રકાશમાં, ખચિત હા જોય છે તેઓ,
અએ ઓ હોરમજદ મુજને, તે હાલત માંહી લાવીને;
દેજે બક્ષેસ તું વ્હાલા, અહા ખોરશેદ પાયાની,
કૌવત્ત જીવન તણું તું છે, નમન છે વ્હાલનાં તુજને.

---

× "એ દાનેસ્તમ, અઝણુદનીહા હમેહ,
શુદમ તા સરૂશે બુઝરગે રમેહ."

જે કાંઈ પેદા થયું છે, તેને સઘળો ભેદ મારા ધ્યાનમાં આવ્યો અને તેજ પ્રમાણે હું ત્યાં સરદાર સરોશ પાશે ગયો. મેં તેનામાં ઘણીક બુજોરગી જોઈ, અને યઝદાંનની કુદરતી રોશનીમાંથી એક ઝલકાટ દીઠો. જ્યારે તે ઝલકાટ વધી પડયો, ત્યારે મારા હું-પણાની શુદ્ધ જતી રહી અને સરોશપણું અને એહેરેમની કશું રહ્યું નહિ. ત્યારપછી હું ઇઝદમાં ઇઝદ થયો, અને મને મારી કશી ખબર રહી નહિ, પણ એટલીજ ખબર રહી કે હું ઇઝદ થયો છું. ખોદાજ હતા અને મારી કશી નીશાની રહી નહિ, મને મારા જાનની પણ હોશ અને કામ રહી હતી નહિ.　　　　　( જામે કએ ખુશરૂ )

## ફકરો ૩ જો.

અશોઈનાંજ કૌવતથી, શરીર હા* પાપીજન કેરાં,
સુધારીને ભીનોઈનાં, અહાહા માર્ગમાં મુકવું;
તે રીતે દુષ્ટ માણુસને, ભીનોઇ માર્ગમાં મુકી,
×તેને આબાદ કરવો તે, ખરે છે કામ રાસ્તીનું.

---

* હે કૌંતેય ! આ શરીરને ક્ષેત્ર કરીને કહે છે, અને તેને જાણુનારો જે છે, તેને ક્ષેત્રજ્ઞ કહેવાય છે. સઘળાં ક્ષેત્રને વિષે, મનેજ તું ક્ષેત્રજ્ઞ જાણુ; ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની સમજ તેજ જ્ઞાન કહેવાય છે. ( ભગવદ્દગીતા ૧૩/૧–૨ ).

× He who doeth that which is right, doeth it to his own behoof, and whoso doeth evil, doeth it to his own hurt. Hereafter, to your Lord shall ye be brought back. Koran 45.

## ફકરો ૪ મો.

અમે ઓ હોરમજદ હું જે, અહા તવ કીર્તિ+ ગાનારો,
તે રાસ્તીથી સહુથી નેક, મનશ્નીથી તથા હા હા;
ઉશ્તવારીથી હા તુને, હમેશાં હું ભજું વ્હાલા,
કે જેથી કોઈ બી માણુસ, પોતાની હા મુરાદોનાં;
અહા રહે માર્ગમાં ઉભો, તથા હા હા ગરોથમાન,*
બેહેસ્તમાં મ્હારી ભક્તિનાં, અહા ગાયનો હુ સુણું;
નિરંતર ખુલ્લી રીતે હા, નમન છે હોરમજદ તુંને,
અમોને બક્ષજે વ્હાલા, જીવનમાં હા સદા રાસ્તી.

---

+ Hail Universal Lord ! be bounteous still,
To give us only good; and if the night,
Have gathered aught of evil or concealed,
Disperse it, as now light dispels the dark !
( Milton. )

* ઓ સાહેબ ! અશો સરોશ ઇજદને તું ફરમાવ, કે એક દાઈની માફક મારી પાસબાની કરે. મારાં રવાનને ફીકર અને ધાસ્તીમાંથી છુટું કરે; અને તેને ખુશાલીથી બુલંદ-બેહેસ્તમાં પોંહોંચાડે; તેમજ દર રાત્રે મારી પાસબાની કરે અને મારા દીલમાં ડહાપણ અને હુશિયારી બક્ષે. (મોનાજાત.)

## ફકરો ૫ મો.

અએ ઓ હોરમજદ અશો, તારી આ દીનનો કલામ,+
આશ્કારા કરનારાને, તારી મજબુટ તથા જાહેર;
મદદ આપીને હા પુરતી, રીતે ખચિત્ત કર ખુશાલ,
કે જેથી સખ્સ તે આપે, અહા સુખ હમને કૌવત્તથી.

## ફકરો ૬ ઠો.

અશો જરથોસ્ત પયગામબર, દાનેશનો રાખનાર જે,
તથા પોતાની હા જબાનને, રાહે રાસ્ત ચલાવે છે;
હમેશાં દોસ્ત તેહા છે, અહાહા તેજ માણુસનો,
કે જે અએ હોરમજદ વ્હાલા, પવિત્ર માંથ્રવાણી ને;
ખાલેશ દીલથી તથા હા હા, તવાજોથી ઉચારે છે,*
તેને હા બેહુ દુન્યામાં, ન સંકટ કાંઈ પણ રહે છે;
કહે જરથોસ્ત પયગામબર, અહાહા નેક મનશ્નીથી,
શકે છે શિખવી ભેદો, મ્હારા હા કોઈબી સખ્સ.

---

+ અય દાદાર! તારી દરઘાહમાં હું લાખો શુકરાનાં કરૂં છું કે તેં મને જરથોસ્તી દીનમાં જન્મ આપ્યો. એ દીનની બરકતથી અને તેનાં ફરમાનો મુજબ ચાલવાથી, બેશક હું ગરોથમાન બેહેસ્તમાં જઇશ. ઓ સાહેબ આ મારી બંદગી તું કબૂલ કર.

(પાજંદ દીનનો કલમો)

* અએ જરથોસ્ત! દુન્યાનાં લોકોને માટે બંદગી સારી છે, અને તેઓનાં ફાયદા માટે સૌથી શ્રેષ્ટ છે...ખરા દીલથી કીધેલી, બદનિષ્ઠાથી દુર એવી બંદગી, માણુસને માટે એક બચાવ છે, દરૂજની સામે તે એક ઢાલ છે, અને દરૂજને હઠાવનાર છે. બંદગીઓમાં, અહુનવરની બંદગી સૌથી વધારે ફતેહ આપનારી છે.

(સરોશ યસ્ત હાદોખ્ત)

## ફકરો ૭ મો.

અએ ઓ હોરમજદ રાસ્તી તથા હા નેક મનશ્નીથી,
*ત્હારી ભક્તિનાં હા મજબુત, તથા હા ફાએદા કારક;
તથા હા ઉશ્તવાર માર્ગો, તરફ પહોંચીને હું વ્હાલા,
લગાડું છું તારી ઉપર, અહાહા ચિત્ત હું મ્હારૂં;
જેથી તે માર્ગોની તરફે, મ્હને લેઈ જવાને હા,×
રહેનુંમાઇ કરજે તું, તથા મ્હારી મદદે થા.

---

* In thee, O Lord, do I put my trust; let me never be ashamed; deliver me in thy righteousness. Make thy face to shine upon thy servant; save me for thy mercies' sake.

(Bible–Psalm 31/116)

× જે કાંઈ તારી અંદર છે તેને મેલવવા ચાહ. જે કાંઈ તારી ઉપર છે, તેને મેલવવા ચાહ. જે કાંઈ મેલવી શકાતું નથી તેનેજ મેલવવા ચાહ. કારણ કે, દુન્યાની રોશની તો તારી અંદરજ છે; તારા માર્ગ ઉપર જે કાંઇ પ્રકાશ નાંખી શકે તે આજ રોશની છે; જો તેને તારા હૈયામાંથી મેલવી ન શકયો, તો તેને બીજે ઠેકાણે શોધવાને ફોકટ ફાંફાં મારતો નાં.　　　　( માર્ગ પ્રકાશ ).

## ફકરો ૮ મો.

મ્હારાં દીલડાંનાં ઉભરાના, કવિતા રૂપ ગાયનો,
જે પુરતાં હા જણાયાં છે, તે સાથે આજીજી રીતે;
*બેહુ હાથો ઉંચા ધરીને, અએ ઓ હોરમજદ તુંને,
હું પહોંચું રાસ્તીની માર્ફત, તથા હા બંદગી માર્ફત;
ક્રિયાની ભેટ સાથેની, તથા હા નેક મનશ્નીની,
ખૂબીની માર્ફતે હા હા, અએ ઓ હોરમજદ પ્રેમી;
+તુને બચિત્ત હું પહોચું, ધરૂં મુરાદ તે વ્હાલા,
નિરંતર આય જીવનમાં, નમું તુંને પ્રિતે વ્હાલા.

---

* અએ હોરમજદ ! તારી બક્ષેસથી, મારા જેવા દીનદારોને જે બદલો તેં આપ્યો છે, તેટલોજ, અએ અક્કલના ખાવીંદ, તું અમુને આપ. આએ તેમજ મીનોઈ દુન્યાને માટે, તે બક્ષેશ તું પોતે અમુને આપ, કે જેનાથી હમેશ સુધી તારી તથા અશોઈની દોસ્તીને હમો પહોંચીએ. અએ, બેઉ દુન્યામાં હૈયાતી ભોગવનારાઓમાં સૌથી ડહાપણુવાલા હોરમજદ ! અમારે માટે તું, જીંદગી તથા શરીરનાં અવયવો તરીકે થા. (મોટી હપ્તનયસ્ત)

+ "હુદરામા આબરામ કોમ; અરસમરા
હઝ નાદઝરા માને શંજરામી"
"પરસતેશ સઝાઈઆને આઝાદ કુન,
વ—રેહા ગરદાન વ, રેહાઈ બક્ષ મારા,
અઝ બંદેહાએ ફરૂદીતનાની."

ઓ, બંદગી લાયકના, અમુને નીચેની દુન્યાનાં તનનાં બંદ તથા કેદમાંથી આઝાદ તથા છુટા કર; તારી પરશતેશં કરવા લાયકનાને આઝાદ કર; અને અમુને પણુ નીચેની દુન્યાનાં તનનાં કેદમાંથી આઝાદી બક્ષ. દસાતીર—યાસાનનામું.

# ફકરો ૯ મો.

અએ ઓ હોરમજદ વ્હાલા, હું જે તવ સ્તુતિ ગાનાર,
તે આ આરાધના માર્ફત, તથા હા રાસ્તીની માર્ફત;
તથા હા નેક મનશ્નીનાં, અહાહા કામોની* માર્ફત,
પહોંચું હું ત્હને વ્હાલા, જ્યારે મારી સત્યતાની;
ખાહેશ ઉપર અહાહા હું, ઉશ્તવાર છું હા ત્યારે,
હું એવું ઇચ્છું છું કે એક, અહાહા નેક બુધ્ધિવાળા;
સાલેક માફક અહા તુંને, તલબ કરતો+ તથા વળી,
અરજ કરનારો હું થાંઉ, અહાહા તાબેદારીથી.

---

* અએ બક્ષેશનાં સાહેબ ! તારા સીવાય, હું કોઇ પણ શખ્સથી કાંઇ ઉમેદ રાખતો નથી; ફક્ત તારાથીજ બક્ષેશ મેલવવાની મને આશા છે. તારી તરફથી મારી ઉપર તમામ ખુબીની બક્ષેશ તો છેજ; પણ મારી તરફથી તુંને, ગુનાહ અને કસુર સીવાય બીજુ કાંઇ મલતું નથી. અગર જો કોઇ નાતવાન નીચે તુટી પડે, અને તેને હાથ પકડીને કોઇ મદદ કરે તો તે પાછો ઉભો થાય. હું તે નાતવાન બંદો છું, અએ સાહેબ ! મારી ઉપર દયા લાવીને તું મને મદદ કર.

(મોનાજાત મુલ્લાં ફીરોઝની)

\+ "તને બેહતર અઝપીશ યાબદ નેકુ, કુઝુની બુવદ દર ગુસેસ્તન બદુ"...(etc.)

નેક કામ કીધેલાં માણસો, આ વતનને છોડયા પછી એથીબી સારા મુકામ અને બેહેતર તનમાં પહોંચે છે અને હમેશાં તેની દાનાઇમાં વધારો થતો જાય છે. તેની દાનાઇનો દરજ્જો એટલો તો વધી પડે છે કે તેનો ભેદ આ જગ્યાએ મારેથી કહેવાય નહી.

( જામે કએખુશરૂ )

# ફકરો ૧૦ મો.

ભકિત જ્ઞાન ક્રિયાથી, જણાવેલી હકીકત એ,
તથા રાસ્તીની માર્ફતે, જે જે સારાં અહા કામો;
અકેક પછી કરીશ હું તે, ભલી મનશ્નીને લીધે,
માણસોની નજરમાં હા, ગણાશે માનને લાએક;
અએ ઓ હોરમજદ અષો, સેતારા ખોરશેદ દીવસ,*
ખબર દેનાર થાવાની, ગાવાને તુંજ કીર્તિને;
અહા ગરદેશ કરે છે હા, બધા પર ભાવથી વ્હાલા,
નમન હોજો, નમન હોજો, હમારા તુંજને વ્હાલા.

* હું મુરાદ ચાહું છું કે અમે બેઉ જેહાંનમાં સૌથી છુટકારા પાંમેલા, સૌથી બુલંદ, સૌથી શ્રેષ્ઠ થઇએ અને અમે તનદરોસ્તીથી ફરીએ; જાનની લાંબી જીંદગી, દોલતની આબાદી, તથા નાંમની કીર્તી તથા રવાનની ભલાઈ પાંમ્યે. (પાજંદ સેતાયશ)

# ફકરો ૧૧ મો.

અએ ઓ હોરમજદ વ્હાલા, જ્યાં સુધી હું ધરાવું છું,
અષોઇ માર્ફતે શક્તિ, તથા તાકાત રાખું છું;
ત્યાં સુધી જેમ પહેલેથી, થતો હું આવેલો છું તેમ,
×ત્હારી કીર્તિજ ગાનારો, જણાતો થઇશ હું વ્હાલા;
*ખાહેશ જે છે સહુથી હા, ચઢતે દરજ્જેની વ્હાલા,
રાસ્ત કામો કરે તેને, ભલી મનશ્નીને લીધે;
પેદા કરનાર દુન્યાંનો, અહાહા હોરમજદ પોતે,
ખચિત્ત હા પાર પાડે છે, ન શંકા કાંઈ તેમાં છે.

———

× દાદર અહુરમજદની ખુશનુદી હોજો; તે એ કેનાર શક્તિનાં બુલંદ હોકમથી પેહેલાં આસમાન જાહેર થયું; જેની માનોઈ શક્તિઓ તરફથી જ્ઞાન બહાર પડયું, જે તમામ જ્ઞાનનો રાખનાર, પેદાયશનો પેદા કરનાર, હાડમંદોને એક પછી એક હસ્તીને લાયકનાં કરનાર, લાચારોને મદદ પુછનાર, નાસીપાસ થયલાઓને આગલ વધારનાર અને આફતમાંથી છુટકારો કરનાર છે. (સેપાસે—અકેનારેહ)

* અએ દાદાર ! મનસ્નીથી તારો આભાર માનું છું, ગવસ્નીથી શુક્ર કરૂં છું, કુનશનીથી એહશાનમંદ થાઉં છું કે તેં મને ઈરાની (આર્ય) તરીકે પેદા કીધો તથા તેં મને બુદ્ધિ, અક્કલ, આસાયેશ, આંખની રોશની, હાથ, પગ, દુન્યાની સવલતા વગેરે આપ્યું છે; અએ દાદાર ! તારા સુકરાનાં કરૂં છું કે તેં મને માનવી તરીકે પેદા કીધો; વળી મને છુટો બનાવ્યો અને બંધવા તરીકે નહી.
(પાજંદ નેમાજે દાદર અહુરમજદ)

# "જીવન નોકા જરૂર તરતી."



( ગઝલ )

સેવાભાવો સ્વિકારીને ખૂદાઈ રાહમાં વ્હેવું,
દસાવી નેક નસીહતો જીગરમાં કંઈ ભરી લેવું.

જમાનો આ ઘણો ઝેરી, બિકટ બહુ લાગતો હોઈ,
મનસ્ની નેક ને લેતાં, ન બ્હીતુ હા પછી કોઇ.

સેતાની જે દીયે તેવા, બધા બદ રાહત્યાગીને,
દફન કલમેશને કજીયા, કરી વ્હેવુજ જાગીને.

જીવન જીતે જગત્ત બાગે, ખૂદાઈ રહેમ હા મળતાં,
પીયુષ પીને અમર થાતાં, સકળ ભય પલકમાં ટળતાં.

પતાવીને બધી પરવા, સદા સંતોષને ચાહો,
ટેવાઈ સદ્દગુણો માંહી, જીવન બસ ! ધન્ય હા કહાવો.

લગાવો લાત લાલચને, જહાંમાં ઝેર તે ભરતી,
"હૃદયયોગી" બને જોતાઃ-"જીવન નૌકા જરૂર તરતી."

"હૃદયયોગી."

# વોહુ-ક્ષથ્ર ગાથાની હા.

## યસ્ન હા. ૫૧.

આ હાનાં સઘળા ફકરાઓ
ગઝલમાં ઉતાર્યા છે.



# હા. ૫૧

## ફકરો ૧ લો.

અએ ગાથા પવિત્ર છો, તમુને હા નમન હોજો,
સૌને શિખવો રાસ્તી, હમુને તે કબુલ હોજો;
પસંદ કરવાને લાએક છે, અહાહા સારી જે સત્તા,
તથા હા બહુ મદદ દાતા, ખચિત્ત હા તેજ દોલત છે;×
પવિત્ર કામને લીધે, તથા હા રાસ્તીને લીધે,
દુન્યાનાં લોકો માંહી, આબાદી સુખ પાંથરે છે;
અએ ઓ હોરમજદ વ્હાલા, અમારા માટે જે કાંઈ,
*સહુથી હા સરસ તે તું, હવે મુને હા કરવાદે.

---

× જે શખ્સો પવિત્ર પુરુષોનો હોકમ તોડશે અને નાફરમાની કરશે, તેઓ પેલી દુન્યામાં પહોંચશે ત્યારે, બાપ માને નાફરમાન થનાર છોકરાની માફક, "ચેકાત દાઇતી" થી તે ચલકતા અને મોટા ચીનવદ પુલ સુધીનાં ગુજર પામેલાંઓનાં રસ્તા ઉપર, પોતાનાં ખાકી બદને જે કાંઇ બુરૂં કીધું હશે તેનો નતીજો તેઓનાં રવાનો ત્યાં જોશે.
(પંદનામુ—આ. મારેસપંદ)

* પ્રભુ ભજ્યા વિના ગાફેલ પ્રાણી, આમે ઉમર ખોઈજી;
મેડી મંદીર માલ ખજાના, કામ ન આવે કોઈજી.
માયામાયા કરતો મુરખ, તૃષ્ણા માંહી તણાણોજી;
લોકતણી લજ્યાને લઇને કોટે બાંધ્યો પાણોજી.
જીવતણું કાંઈ જતન ન કીધું, મન માયામાં મોયુંજી;
રાત દીવસ તત્પર થઈ રળિયો, હાલુ નીર વલોયું જી.
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડયું તારૂંજી;
"બ્રહ્માનંદ" કહે રે પ્રાણી, હજી સમજ તો સારૂંજી.

## ફકરો ૨ જો.

અએ ઓ હોરમજદ વ્હાલા, અહાહા રાસ્તીને માટે,
સહુથી પહેલા દરજ્જાનો, ગણું છું હું તુંને હા હા;
તેમજ અએ આર્મઈતી, તુજને અહાહા તેમ માનું છું,
મ્હારી મુરાદ નું તું હા, હાંસલ થવું બક્ષજે વ્હાલા;
×કીધેલી નેક મનશ્નીથી, અહા આરાધના ત્હારી,
તેને માટે ફાએદાની, અહાહા પ્રાપ્તી તું દેજે.

## ફકરો ૩ જો.

જેઓ પોતાનાં કામોથી, જબાનથી અશોઈથી,
તથા નેક મનશ્નીથી, ખચિત્ત તવ બંદગીથી હા;
અએ ઓ હોરમજદ તુને, ખરો સરદાર માને છે,
તથા ઓ હોરમજદ વ્હાલા, જેઓનો સૌથી હા પહેલો;
ખરે તું રાહનુમાં છે, તેઓ પોતાની કીર્તિને,*
લીધે આખેર ત્હારામાં, અહા સાથે મળી જાશે.

---

× મારા બેટા! હું તુંને કહું છું કે બુદ્ધિ, અને અક્કલ માણુસને બહુ મદદકર્તા છે; કદાચ દોલત જતી રહેશે, ઘેરનાં ઢોર મરી જશે, તો પણ બુદ્ધિ જતી રહેશે નહી; બીજું, ધર્મ ઉપર ઇમાન રાખજે અને હરવખત રવાનની પાસબાનીમાં રહેજે.

(પંદનામુ—આ—મા.)

* I will praise thee with all my heart; before the Gods will I sing praise unto thee. I will worship toward thy holy temple, and praise thy name for thy loving kindness and for thy truth; for thou hast magnified thy word above all thy name.

(Bible Psalm 138/1-2)

## ફકરો ૪ થો.

ભલાઈની સરદારી કયાં છે, "પેલી દુન્યામાં,"
માફી કઈ તરફ હોએ, "ખરે પર કામ કરવામાં."×
કરે સવાલ જરથોસ્ત પયગામબર, કઈ બાજુમાં છે રાસ્તી
તથા આબાદી કરનાર ?
કયાં છે સંપૂર્ણ મનશ્ની, કરે છે આવવું વ્હાલા ?
જુઠાઇ તેમ મગરૂરી, ધીક્કારે આંહી જે સખ્સ,
મનશ્ની સર્વથી ઉત્તમ, જણાવો આંહી સામાં છે ?
*સુની જવાબ આ કરો ગોર તે ઉપર,
મનશ્ની હા સરસ સૌથી, અહા તેમાં રહેલી છે,
નહી કોઇ તણું બુરૂં, કદાપી ઇચ્છવામાંજ;
અએ ઓ હોરમજદ વ્હાલા, હકુમત ને સત્તા,
તારી રહી છે કઈ તરફ ?
સુનો નર નારીઓ, "બધીઆ મારી ખલકત ઉપર."

---

× જીવ્યો જશ લેનાર, જિવ્યો પરમાર્થ પુરો;
જીવ્યો દાતા દેહ, જિવ્યો જે સામદ શૂરો;
જીવ્યો ભાવિક ભક્ત. જીવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો ક્િર્તીવંત, જિવ્યો કવીએ જ વખાણ્યો;
જીવ્યો જન તે તો જાણવો, જેની આશ સૌકો કરે;
"શામળ" કહે જીવ્યો તે જન, જે સંકટ પરનાં હરે.

* નેક નાંમી ભરેલો થજે, આત્મશિક્ષક થજે, ક્રોધ અને વેરથી પોતાનાં આત્માને ખરાબ કરતો માં; બોલતી અને કરતી વખતે મીઠાશથી નમવું કરજે, કેમકે નમવાથી કાંઈ પીઠ ભાંગી જવાની નથી, અને મીઠાશથી પુછવાથી કાંઈ મોહડું બદગોઈ ભરેલું થતું નથી.
( પંદનાંમું–આ. મા. )

## ફકરો ૫ મો.

અહો ઉદ્યોગી માણુસને, ભલાં હા કાંમને લીધે,
પોતાની નેકી હા તેમજ, નમનતાઈની સાથેજ;

સારૂં ડહાપણુ ધરાવે તે, સખ્સ આએ બધી બાબદ,
×અહાહા પુછનારો છે, જેથી તે રાસ્તીની માર્ફત;

કરે આબાદ દુન્યાંને, વળી આવો ભલો સખ્સ,
કે જે હા શકિત વાળો અને, નીતિ વાળોજ હોવાથી;

*ઇન્સાફી કાયદા મુજબ, જોએ છે માનની નજરે,
ખરેખર રાસ્તીના સરદારને, શંકા ન કાંઈ તેમાં છે.

---

× "Regard most earnestly, your own heart. For through your own heart comes the one light, which can illuminate life and make it clear to your eyes."                    Light on the Path.

* "A disciple has to learn the law of life, by which alone the inner divinity can manifest, the law which is the antithesis of his past. The law of form is–taking; the law of life is–giving. Life grows by pouring itself out through form, fed by the inexhaustible source of life at the heart of the universe."

(Annie Besant)

## ફકરો ૬ ઠો.

જે કોઈ હોરમજદને હા, અહો ખુશ્નુંદ કરવાને,
ખુદાઈ ભેટની સાથે, આરાધે સખ્સ તેને હા !
પોતાની સર્વ શકિતથી, ખચિત્તજ હોરમજદ દે છે,
સારાં કરતાં વધુ સારૂં, ન શંકા કાંઈ તેમાં છે;
વળી કરતો નથી ભકિત, અહુરા ! સખ્સ જે કોઇ,×
તેને દુન્યાંની આખેરીમાં, બુરાં કરતાં બુરૂ થાશે.

---

× To those who do good, a good reward in this present world; but better the mansion of the next, and right pleasant the abode of tne God–fearing! ( Koran 16. )

× Rest in the Lord, and wait patiently for Him; fret not thyself because of him who prospereth in his way, because of the man who bringeth wicked devices to pass. Cease from anger and forsake wrath; fret not thyself in any–wise to do evil.

Bible–Psalm 37/7–8.

## ફકરો ૭ મો.

અએ ઘણીજ આબાદી, કરનાર મીનો હોરમજદ,
*તું કે જેણે જાનવરને, પાણી ને ઓરવરો નેક;
કીધાં પએદા તેં મ્હારી, ભલી મનશ્નીને લીધે,
અમરપણું ને તંદોરસ્તી, ખરેખર જોરને શકિત;
મ્હને તું આપજે વ્હાલા, તથા સુધર્મનો+ બોધ,
નમન છે તુંજને વ્હાલા, કાપે છે તું બુરો બોજ.

## ફકરો ૮ મો.

અએ ઓ હોરમજદ વ્હાલા, ખચિત્ત હું તારા માંથ્રોને,
ફરીશજ લોકોમાં જાહેર, સબબ દીનદાર માણસે;
જીજ્ઞાસુને સમજાવવું જોઈએ, કે આખરે બુરા માટે,
જે શિક્ષાજ તથા કોઈ, આપે છે રાસ્તીને ટેકો;
તેને છેજ સુખાકારી, વળી કો ડાહ્યા માણુસને,
સમજાવે માંથ્રની ખુબીઓ, ખચિત્ત ખુશાલ તે હોએ.

---

* દાદાર હોરમજદ, જેણે જાનવર તથા અનાજ પેદા કીધાં, જેણે પાણી અને સારાં ઉરવરો પેદા કીધાં, જેણે રોશનીઓ, જમીન તથા બીજી તમામ નેયામતોને પેદા કીધી, તેને અમો આ જગ્યાએ યાદ કરીએ છીએ. મજદ પસંદ ઘણાજ વૃદ્ધિ કરનાર હોરમજદને અમારાં તન તથા જાનથી અમો આરાધીએ છીએ. (મોટી હપ્તન યશ્ત).

+ જન્મ તથા મરણથી છુટા થવાને માટે, જેઓ મારો આધાર માનીને મહેનત કરે છે, તેઓ બ્રહ્મને, પુર્ણ અધ્યાત્મા અને સઘળું કર્મ છે, એમ જાણે છે. (ભગવદગીતા. ૭/૨૯.)

## ફકરો ૯ મો.

અગ્રે ઓ હોરમજદ વ્હાલા! નીતિવાંન તથા દુષ્ટ,
એ લઢનારાઓને હા, તારા બળતા આતસ માર્ફતે;

તથા જે પીગળાવેલાં, લોહોડાંનીજ* માર્ફતે,
તેઓની નેકી બદીની, બાબદ તું જાણમાં લાવે;

તથા તેનીx સાબેતીઓ, અહા જાહેર કરીને,
બેહુ દુન્યામાં પાપીને, કરે છે તું ખરી શિક્ષા;

તથા હા આપે છે સુખ, જેઓ નીતિ ધરાવે છે તેઓને,
નમન વ્હાલા ! તુંને હરદમ ! બધા ભય તું ટળાવે છે.

---

* નિર્ભય યોધ્યો પોતે મરવા પહેલાં, તેનાં પોહળા ખુલ્લા ઘામાંથી તેનું જીવનરૂપ કીમતી રક્ત નીકળતું હશે, તોપણ દુશ્મનનાં ઉપર હુમલો કરશે, અને તેને કીલ્લામાંથી કાઢી મુકશે; તથા તેને વશ કરશે; જેઓ નિષ્ફળ થતા હો અને દુઃખ ભોગવતા હો, તેઓ બધા ઉપલા યોદ્ધાની માફક વરતો ! અને તમારા જીવ–આત્માનાં કિલ્લામાંથી, તમારા સઘળા દુશ્મનો, લોભ, ક્રોધ, તીરસકાર તેઓને હાંકી કાઢો.

( ગુપ્તનાદ ).

× I am come a light into the world, that whosoever believeth on me should not abide in darkness. And he that seeth me, seeth Him that sent me.

Bible–John 12/45–46.

## ફકરો ૧૦ મો.

અએ ઓ હોરમજદ વ્હાલા ! સખ્સ જે ઉલ્ટો જઇને,
આએ રાસ્તીના તરીકાથી, મને નુકસાન કરવાને;
ચહે છે તે દરૂજની હા, પેદાએશનુંજ બચ્ચું છે,
હોએ છે મુંજીને ચંડાળ, ખરે એવાજ માણુસો;
ખરેખર રાસ્તીને હું તો, વખાણું છું મ્હારા માટે,
અએ ઓ હોરમજદ વ્હાલા ! તારી હા નેક દુવાના;
*થાએ હાંસેલ બદલામાં, મને રાસ્તી તે માંગુ છું,
ચહુ તવ ભકિત કરવાને, વિના સૌકોને ત્યાગું છું.

---

* Ye have heard that it hath been said, Thou shalt love thy neighbour and hate thine enemy; but I say unto you, Love your enemies, bless them that curse you, do good to them that hate you, and pray for them, which despitefully use you and persecute you.

(Bible Math. 5/43–44)

## ફકરો ૧૧ મો.

અએ ઓ હોરમજદ વ્હાલા, કયો છે ×સખ્સ હા દોસ્ત ?
સ્પિતમાન જરથોસ્તનો, તથા કોણેજ રાસ્તીથી ?
ખુદાઇ દીનને બાબે, સવાલો હા હતા પુછયા ?
અને હા કોણુની મારફત, પવિત્ર પુરી મનશ્ની ?
ખરે મેળવી શકીએ, તથા કોણુ જણાયો છે ?
કયો ખાલેસ માણુસ હા, અહાહા નેક મનશ્નીનો;
*મહા ભારત કામને માટે, ખરૂં વ્હાલા મને કહેજે !
નમન તુનેજ હરદમ છે, અહુરા ! રાસ્તીની સાથે.

---

× આરાસ્તિનાં છોકરા, અશો મેદીઓ માહની રાસ્તી તથા તેનાં ફરોહરને અહીયાં અમો માન સાથે યાદ કરીએ છીએ; જેણે સૌથી પહેલાં (પેગમબર) જરથોસ્તનાં માંથ્રને તથા દીનનાં ફરમાનોને ધ્યાન રાખીને સાંભળ્યાં. (ફરવરદીન યસ્તકરદે–૨૪)

* He who has reached the goal, who is free from worry, who is free from craving, and who has rid himself of demeritorious tendencies —such an one has thereby destroyed the darts of existence and wears this body for the last time. ( Dhammapada–351 ).

# ફકરો ૧૨ મો

સ્પિતમાન જરથોશ્ત, જે આએ ફાની દુન્યામાં,
બુલંદ દરજ્જે પેગંમ્બર, તરીકે પહોંચી ચુકયો છે;
×તેને "વઐપ"ની ગતીનું, ખરેખર કામ કરનાર,
તથા અધર્મી એ બેજન, ખચિત્ત આએ ખાકી પુલપર;
નથીજ રાખતા રાજી એ, બેજન બુરાઓ પોતાનાં,
ના પાક કૌવત થકી વ્હાલા, પેગંમ્બર રાસ્તીવાળાને;
*કરે છે રંજીંદા ખચિત્ત, ન શંકા કાંઈ તેમાં છે,
તેવા જીવો ખચિત્ત વ્હાલા, દુઃખો ભોગવનારા છે.

---

× જે હાલત સ્પીતમ જરથુસ્ત્રને આ જીંદગીમાં મળે છે, તે સુખની હાલત મૂર્ખ કવીઓને ( વઐપ્યો કેવીનો ) મરણ પછીની જીંદગીમાં પણ મળી શકતી નથી; કારણ કે તે (જરથુસ્ત્ર) પોતાનાં જોરને લીધે સ્થિર કે ફેરફારવાળી બંને ( વસ્તુઓ ) થી સ્વતંત્ર છે.
(ચેતરજી)

* "ક્ષથ્ર"ને ગેતીમાંથી દુર કરનાર તેઓ છે, કે જેઓ દીની જ્ઞાનને લોકોથી દુર કરે છે, જેથી ફરજ–પરહેઝની તરીકતો લોકોમાંથી દુર થાય છે કે જેથી પેગમબર સાહેબની હીકમત જે ગેતીને ફ્રશો–ફેરેતી તરફ આગલ વધારનારી છે તે નેમ પાછળ હડે છે. જે જમાનામાં દીની તરીકતોને માન નહી મલે, તે જમાનામાં લોકો, કવી, કર્પ અને " વ્યેપ " ની ગતીવાળા થઇને " દુજે–બુઝી "નાં ભયંકર ગુનાહમાં લપેટાય છે.　　　　( ડો. ચીનીવાલા )

## ફકરો ૧૩ મો

ખરેખર રાસ્ત માણુસનો, દીનનો તરીકો સેવટે,
તરીકા દુષ્ટ માણુસનાને, ખચિત્ત જ નાખે છે કચરી;
જેનું રવાંન જાણીતા, ચીન્વત પુલ× ઉપરે વ્હાલા !
રાસ્તીનાં માર્ગની તરફે, ઇચ્છે છે પોંહચવા વ્હાલા;
અહા તેથી રવાન તે, પોતાનાં બદ કામોથી,
તથા જબાંનને લીધે, કચવાયે છે બહુ વ્હાલા.

---

× "હું પાછો ચીનવત પુલ આગળ આવ્યો. મેં (અરદાવીરાફે) પાપીઓનાં રવાનોને જોયાં કે જેઓનાં રવાનોને પહેલી ત્રણ રાતમાં એટલી બધી હલાકી અને સખ્તી દેખાડવામાં આવતી હતી કે જેવી સખ્તી દુન્યામાં તેઓએ કદી પણ જોઇ હતી નહી. મેં, અષો શરોશ અને આદર ઇજદને પુછયું કે આ રવાનો કોણનાં છે ? તેઓએ કહ્યું કે આ રવાનો એવાં પાપી માણુસોનાં છે જેઓએ ખાકી દુન્યામાં ભલી પેદાયશની જતન કરી નહી, અને આહરેમન અને દેવોની ઇચ્છા પ્રમાણે ચાલીને બુરી જીંદગી ગુજારી હતી."( અરદાવીરાફ નાંમું )

## ફકરો ૧૪ મો.

કોઈ બી હા ખુબી વાળું, બની શકતું નથી કામ,
તથા બક્ષેસ સાથેની, અહા દોસ્તી કરપોથી;
*તેઓ પોતાનાં કામોમાં, યા શિખામણો માંહી,
ગાય ને ઢોરની સંભાળ, રાખવા નથી શિખવતા;
તેઓની એવી રીતીથી, દરૂજ કેરાં મુકામોમાં,
જશે તેઓ જરૂર યારો, ન તેમાં કાંઈ શંકા છે.

---

* અગર એક માણુસ બદકાર અને બેઅકલી હોય તો તે જાનવરોની જીસમમાં ગેરફતાર થઈને, તરેહ તરેહનાં આજાબો ભોગવે છે. કદાપી ચોપગાં જાનવરોમાં, પંખીઓમાં અથવા બીજાં દરંદા જાનવરોમાં જઈ ફસે છે; પોતાની બદ કરણી પ્રમાણે, તેવાં જાનવરોની જીસમ હાંસલ કરે છે અને તેઓનાં જેવોજ ખોરાક તેને મલે છે. કદાચ, પોતાની બેહોશીથી ભાજીપાલા પેઠે ઉગી નીકળે છે અને કોઈ વખત પોતાની બદ ખસલત પ્રમાણે પથ્થરની જીસમ પણ હાંસલ કરે છે. ( જામેકએખુશરૂ )

## ફકરો ૧૫ મો.

પેગંમ્બર જરથોસ્તે, જે બદલો હા મગવોx માટે,
પહેલાંથી કીધેલો છે, ખરે મુકરર હા પોતે;
અએ જરથોસ્તીઓ તમુને, તમારી નેક મનસ્નીને,
તથા હા રાસ્તીને માટે, દુવાઓ સાથે જરૂર મળશે તે;
ગરોથ્માન બેહેશ્ત કે જે, ગરોથ્માન મહી વ્હાલા,
ખરેખર હોરમજદ સૌથી, થયો દાખલ હા પહેલાં.

---

× A man through many lives must set himself to live well, to live usefully, to live nobly, so that he may be born time after time with higher and higher qualities, with nobler and nobler faculties. When men and women have done their best, along the lines of general Spiritual growth, them comes the stage when a Great Teacher, comes forward to guide the person's further evolution,

( Annie Besant )

## ફકરો ૧૬ મો.

અહા ગુસ્તાશ્પ પાદશાહે, પોતાનાં શુભ વર્તનથી,
તથા હા રાસ્તીથી આદેલ, બાદશાહીમાં નૈયતનું નેક;
ખરૂં પડેલુ જોયું છે, અહા ડહાપણુને આંહી,
તે એક દાનેશમંદ તથા, છે પાદશાહ પરોપકારી;
*અમારૂ તે ભલુ કરશે, ભરૂસો ભારી છે અમને,
×અએ ઓ હોરમજદ વ્હાલા, નમન એ રાજ્યકર્ત્તાને.

---

* નીર્મલ ફાયદો કરનારી અરદ્વીસૂરને કએ ગુસ્તાસ્પે ફ્રજદાનવ નદીની પેલી પાર આરાધી અને માંગ્યું કે મને એવી મુરાદ બક્ષ કે જેથી ખરાબ દીનવાલા તાંથરયવન્તને, દેવપરસ્ત પેષનને, તથા બુરા અરજાસ્પ ને આ લડાઇઓમાં શેકસ્ત કરૂં: અએ અરદ્વીસૂર! મુરાદ ચાહનારને મદદ કરવા તું આવ! કે જેથી કરીને કએ ગુસ્તાસ્પની માફક તે સઘળા પેડેલવાનો પોતાની મુરાદ પામનારા થઇને પાછા ફરે.

× "હમી બુદશ અઝ ગન્જ વઝ રંજ બેહર,
બેદીદ અઝ પસે નૂશો તર્યાક ઝહર"

ગુસ્તાશ્પનાં નસીબમાં ગન્જ ખજાનો અને દુઃખ બેઉહતાં મોજ મજાહનાં સુખ પછી માહેતમનાં દુઃખ પણ તેણે જોયાં.

(શાહનામું)

## ફકરો ૧૭ મો.

×ફ્રરશોસ્તર જે નબીરો, હબુબ ખાનદાન તણો વ્હાલા,
દેખાડયું "કેહર્પ" મુજને, ખરે બુલંદ દરજ્જાનું;
ભલી માજદયસ્નની દીન, તણા ફેલાવાને માટે,
મને અર્પણ કરે તો હા સારૂં, અહાહા સદ્‌ગુણી તે શરીર;
ફ્રરશોસ્તરનું વ્હાલા, સર્વ શકિત તણો માલેક,
ખરેખર હોરમજદ પોતે, મેળવવા રાસ્તીને માટે;
અયે માજદયસ્નો હા, તેનેજ કબુલ* રાખો,
તમો સૌ માનની સાથે, ભલી મનશ્ની થી હરદમ.

---

× ગેતીમાં જરથુસ્ત્રનાં મહા ભારત કામમાં જે મોટો ફાલો કએ ગુસ્તાસ્પે આપેલો છે, તેવો બીજો મોટો ફાલો ફરશોસ્તરે આપેલો છે; ગવની ગતી મેલવીને આઝાદ થયલાં કુટુંબનાં ફરશોસ્તરે ઉંચી મીનોઇએ પુગેલું શક્તિવાલું "કેહર્પ" યાને મીનોઈ શરીર મને દેખાડેલું છે. ( ડો. ચીનીવાલા )

* સ્વગવ ફરશોસ્તર મને (ભવિષ્યનો) સુખી ચીતાર દેખાડે છે. ભલી દીનના ફેલાવા માટે, સર્વ શક્તિવાન અહુરમજદ, હું જે તેની પાસેથી માંગુ છું, તે મને આપે! હું અશોઈની આમદ માટે પોકાર કરૂં છું. ( ચેતરજી )

# ફકરો ૧૮ મો.

હઉુબ ખાનદાન તણો વ્હાલા, હકિમ જામાસ્પ× પોતાની,
મુરાદોની મુજબનું હા, ડહાપણુ તથા નામદારીને;
ખરેખર રાસ્તીની માર્ફત, મેળવેલી હકુમત હા,
વળી હા નેક નૈયતની, ખરે પ્રાપ્તિને ઇચ્છે છે;
જે કંઈ તુજને વ્હાલા, ખુશાલી આપતી હોય,
તે અએ હોરમજદ વ્હાલા, મને તું આપજે રહેમી.

---

× અશોઇની ગતી પ્રાપ્ત કીધેલામાં જામાસ્પ પેહેલા છે, જેવણુ "ચીસ્તી" યાને ઇલમનાં સાહેબ થઇને સાત કાળ જાણી શકે છે, જેવણે "ચીસ્તી"નું કેહર્પ જે અશો જરથુસ્ત્રનું છે તે રાખેલું છે અને જેવણુ પછી બીજાઓને તે "કેહર્પ"ની ગતી આપવા તૈયાર છે. હવે અશો જરથુસ્ત્રની દીનની બાબદનો ગુમાસ્તો "મઇધ્યોમાહ" છે. "ક્ષથ્ર" મેલવ્યા પછી તેની મારફતે અશો જરથુસ્ત્રનાં સંબંધમાં અવાય છે; (ડો. ચીનીવાલા)

## ફકરો ૧૯ મો.

કહે જરથોશ્ત પયગંમ્બર, સપેતમાન ખાનદાન તણા,
મેદયોમાહ જે કોઈ, ખરેખર દીનની માર્ફત;
ભણેલો થઈને વ્હાલા, તથા દુન્યાનાં લોકો પર,
*મહોબત્ત બતલાવીને, પોતાની જીંદગીને હા;
સુકામોથી બનાવે છે, વધુ નેકી ભરી આંહી,
કરે છે કાયદા જાહેર, ખરેખર હોરમજદ કેરાં;
હમુને તે સખ્સ પોતે. ફેદા થએલો× ગણાએ છે,
નમન છે હોરમજદ તુને, ન શંકા કાંઈ તેમાં છે.

---

* Love comforteth like sunshine after rain,
But Lust's effect is tempest after sun;
Love's gentle spring doth always fresh remain,
Lust's winter comes,e'er summer half be done.
Love surfeits not; Lust like a glutton dies.
Love is all truth; Lust full of forged lies.
Shakespeare.

× Blessed are the merciful,
for they shall obtain mercy;
Blessed are the pure in heart,
for they shall see God;
Blessed are the peacemakers,
for they shall be called the children of God;
Blessed are they, which are perseculted for righteousness' sake, for theirs is the kingdom of heaven.

( Bible Math 7-10 )

# ફકરો ૨૦ મો.

તમો સૌ અમશાસ્પંદો, ખરે એક ×દીલ ધરનારા,
અમારી રાસ્તી હા તેમજ, ખરેખર નેક નૈયત હા;
તથા હા બંદગી જેથી, બચિત્તજ થાય છે હાંસલ,
પુરી મનશ્નીજ હમને, તમો તેને લીધે વ્હાલા;
આપો આબાદી હા અમને, ખરેખર હોરમજદ કેરાં,
આતુરતાથી ખુશાલીને, હમો જોનારા થઈએ હા;
*તથા હા યાદ કરનારા હમો થઈએ નમ્રતાથી,
બક્ષજો તે હમુનેજ, નમન વ્હાલા તમુને છે.

---

*અએ હોરમજદ ! જે કાંઈ સારૂં (છે) (તેને) જે પ્રમાણે તેં વિચાર્યું, તું બોલ્યો, તેં પેદા કીધું, તથા તેં કામ કીધું, તેજ પ્રમાણે તુંને અમો ગણીએ છીએ, તેમજ તારી ખુબી પીછાન્યે છીએ; તેમજ તુંને અમો યાદ કરીએ છીએ; અએ હોરમજદ ! એ પ્રમાણે તુંને અમો નમીએ છીએ; એ પ્રમાણે અમો તારાં કરજદાર છીએ.

( મોટી હપ્તનયસ્ત )

×જે ( અમષાસપંદો ) માનાં એકનું ( રવાન ) બીજાનાં રવાનને, નેક વિચારોમાં, નેક સખુનોમાં તથા નેક ‘ કામોમાં મન લગાડ’તું, “ ગરોથ્માન ” ને યાદ કરતું જોએ છે; વળી ક્રિયાની ભેટ તરફ આવવાના જેઓના, માર્ગો તુરમદ છે; જે ( અમષાસપંદો ) (દાદાર) અહુરમજદની આ ( સઘળી ) પેદાયશોના પેદા કરનારા, પાક કરનારા, ઘાટ ઘડનારા, તેની નેગેહબાની રાખનારા, તેમજ સંભાલ અને રક્ષણ કરનારા છે.

( જમ્યાદ યસ્ત )

## ફકરો ૨૧ મો.

આબાદી જગતની કરનાર, ખરેખર નેક કામોથી,
હોય છે તે માણુસ પોતે, પુરી મનશ્નીવાળો અને ડહાપણુવાન;
વળી જે છે સુ સુખન વાળો, જેની દીનદારીને લીધે,
સુખી કરનારી હા રાસ્તી ખચિત્તજ હોરમજદ તેને.
*તથા હા નેક નૈયતને, લીધે, સત્તાજ આપે છે.
ખરેખર હોરમજદથી હું, દુવાઓ તે ભલી ચહુ છું.

---

* સત્તા છે ભલી, કરવા લાયક પસંદ,
મદદની જે કરનારી, દઓલત બુલંદ,
તે રાસ્તીને લીધે, અને પાક કામ,
બિછાવે છે, આબાદી સુખો તમામ;
ઓ હોરમજદ ! અમો માટે સૌથી સરસ,
જે છે કાંઈ હવે તે તું અમને બસ
કરવા દે.
( જરથુસ્ત્રનાં ગાથા એ. ગોલવાલા. )

## ફકરો ૨૨ મો.

×જેઓ હા થઈ ગયા આગળ, તથા જે હાલમાં અહીં છે,
તે માંહેના જેઓ વ્હાલા, કરવામાં ઈજશ્ને હા;
અષોઈથી સરસ છે હા, બધામાં તે બચિત્ત વ્હાલા,
તથા જેઓને જાણે છે, ખરેખર હોરમજદ પોતે;
તેવા સખ્સોને તેઓનાં, પોતાના નાંમથી હા હું,
કરૂં હા યાદ વ્હાલેથી, તથા શુદ્ધ પ્યારથી વ્હાલા;
તેઓ કેરી નજીકમાં હું, પહોંચુ તેજ ઇચ્છા છે,
જીવન સ્હાયક ખરે તે છે, નમન છે હોરમજદ તુને.

---

× સંત સાધુને હું નમું, વણઝારા રે,
સતગુરૂને લાગું પાય, સમજ મન મારાં રે;
સ્મરણ કરીયે શ્રી રામનું, વણઝારા રે,
પદબંધ મનોહર થાય, સમજ૦;
કાયા નગર સોહામણું, વણઝારા રે,
ત્યાં વસવા કીધું ગામ, સમજ૦;
આણ ફરે ત્યાં તારી, વણઝારા રે,
પુર નાયક એનું નામ, સમજ૦;
નવ દસ બે ત્રણ સુંદરી, વણઝારા રે,
વણઝારી મળી ચોવીસ, સમજ૦;
તે સાથે તું ક્રીડા કરે, વણઝારા રે,
તેં વીસાર્યા શ્રી જગદીશ, સમજ૦;
નિવૃત્તિ કહે મારા નાથજી, વણઝારા રે,
તમે મુકો ભોગ વિલાસ, સમજ૦;
કાયા નગર છે કારમું, વણઝારા રે,
તે જૂઠાની શી આશ. સમજ૦
પ્રેમાનંદ.

# "દુર થાય સૌકો આપદા."

(ગઝલ-સોરઠી)

૧

જન્મિ જગતમાં જો કંઇ ચ્હાવા અને સ્હેવા મળે,
રહેમત ખરે તે જાણવી, માલેકની ભય સૌ ટળે.
બાકી નકામા ઢોંગ સૌ જાણો જીવન ઝેરી થતાં,
નુરે વતન ભુલાય તો, જન તે બધાં હારી જતાં.

૨

મહઝબ ચુકી મહતાબ કો, જોવા હૃદય ચ્હાતાં નથી,
હેતુ વિહોણા પ્રેમ સાગરમાં, કદા ન્હાતાં નથી.
રબ્બ શું પછી રાજી રહે, કાજી ભલે મ્હેનત કરે !
વાવે જરૂર તેવું લણે, નૌકા વિના સાનાં તરે. ?

૩

નયનો મીચી જોતાં જરૂર, દીદાર કીમતી પામીએ,
જીવન તણા આ ઝાઝને, તારી દુઃખો સૌ વામીએ,
કો રહેમ દીનતા, ને ક્ષમાના, પાઠ બહુ ભુલા પઢી,!
ઠારો જીગર કંગાલનાં, શું સ્વાર્થમાં રિઝતા લઢી ?

૪

વાયુ સરિતા નીર તેમજ ચંદ્ર સુર્યાદી જુઓ,
લાવી હૃદયમાં રહેમ રજ, પરમાર્થી થઇ પાપો ધુવો.
હું-તું તણી મમતા સકળ, મ્હારી ખુદા હરશો સદા;
"યોગી-હૃદય" તેવુ થતાં ! "દૂર થાય સૌ કો આપદા."

હૃદયયોગી.

# વહિશ્તોઈશ્ત ગાથાનો હા.

યસ્ન. હા—૫૩

આ હાના સઘળા ફકરાઓ
ગઝલમાં ઉતાર્યા છે.



## હા. ૫૩

—:o:—

### ફકરો ૧ લો.

અએ ગાથા પવિત્ર છો, તમુને તો નમન હોજો,
કબુલ સો કોમને હોજો, ખરા જરથોસ્તી છે જેઓ;
સર્વોત્તમજ મુરાદો તે, સ્પિતમાન જરથોસ્તની,*
×ખરેખર પાર પાડી છે, જયારે દાદાર અહુર મજદે;

( વધુ માટે જુઓ પા. ૧૬૯ )

---

* હઝરત આઝર કએવાન કહે છે કે હું ઉકુલમાંથી નુફુસ લગી ફરી વલ્યો અને એમજ સર્વે જીસમોમાં પણ જાહેર થયો; ત્યાંથી જમીન સુધી હુંજ હતો અને તેની જાત સીવાએ નાહાનાં મોટા કોઈ જોવામાં આવતાં હતાં નહી. શક્તિવાન તથા દાનાવ યઝદાં હતો અને જયાં સુધી હું જમીન ઉપર પાછો આવ્યો, ત્યાં સુધી એ જ પ્રમાણે હતો. સેંકડો તરેહનાં ખોદાઈ ભેદોથી હું જાણીતો થઈને, જે રસ્તે હું ગયો હતો, તેજ રસ્તે પાછો આવ્યો. હું મારી ખુશીથી પોતાનાં તનમાંથી નીકળી, પરવરદેગારની હજુરમાં જાઉં છું અને ફરી પાછો મારા તનમાં આવી શકું છું. (જામે કએખુશરો)

× For I have not spoken of myself; but the Father which sent me; he gave me a commandment, what I should say, and what I should speak. And I know that his commandment is life everlasting; what–soever, I speak, therefore, even as the father said unto me, so I speak.
(Bible John 12/49–50)

ફકરો ૧ લો (ચાલુ)

તેની હા રાસ્તીને લીધે, તેને બે બક્ષેસો દીધી,
તે એકે હમેશાંની, ભલી હા જીંદગી તેમજ;
જેઓ તેને પહેલાં દુઃખ, હતા દેતા તેઓ તેની,
ભલી દીનનાં વચનો, તેમજ હા જાણુવા લાયક કામો;
*તણી ખાહેસ કરવા લાગા, ભલાં હા રાસ્તીની ખાતર,
નમન છે હોરમજદ તુને, રહેમી છે અમારા પર.

* જે સોનેરી પ્રકાશમાં, તે વીજયી યોદ્ધો સ્નાન કરે છે, તે પ્રકાશનાં ઉંડા નહી માપી શકાય એવા વમળમાંથી સઘળી કુદરતનો શબ્દ વીનાનો નાદ હજારો સૂરમાં ઉઠી જાહેર થાય છે કે દુન્યાનાં માણુસો, તમુને આનંદ થાઓ; એક યાત્રાળુ "સાંમે કીનારેથી," પાછો આવ્યો છે; એક નવો તારણુહાર જન્મ પામ્યો છે, સર્વે પ્રાણીઓને શાંન્તી હોજો. ( ગુપ્તનાદ )

## ફકરો ૨ જો.

હવે જ્યારે મનશ્ની નેકથી, તેમજ ગવશ્નીથી,
તથા કુનશ્નીથી વ્હાલા, દીનનાં એલમો તેમજ;
ક્રિયા સાથેની ભકિતઓ પર, બસ! રાખીને પ્રેમ,
×એતેકાદથી ગાવા કીર્તિ, ખરેખર હોરમજદી નેમ;

( વધુ માટે જુઓ પા. ૧૭૧ )

---

× જમરાયને લેખું આપીયું, ચિત્ર વિચિત્રે જોડયા હાથ,
સનમાન આસન આપ્યું, જમરાય થયા રળિયાત,
સમજ મન મારાં રે,
ન્યાલ થયો શુભ માલમાં, ગયો મૂળ પોતાને ગામ,
ફરિ ભવમાં ભટકયો નહિ, થયો શુદ્ધ તે આત્મારામ,
પ્રવૃત્તિને જે કોઈ પરહરે, કરે નિવૃત્તિ અંગીકાર,
તે મુક્તિ ફળ પામે સહી, નવ દેખે દુઃખ લેખે અપાર,
સમજ મન મારાં રે.
જે કોઈ પ્રભુને અનુભવે, થાય મન વાંછિત ફળ કામ,
શ્રોતા સજ્જન સાંભળી, તમે સમરો શ્રી રામ,
સમજ મન મારાં રે.

( પ્રેમાનંદ કવી )

ફકરો ૨ જો ( ચાલુ )

તેઓ તત્પર છે જ્યારે, સ્પિતમાન* જરથોશ્તની,
ખરે કરનાર કબુલ દીનને, કએ ગુશ્તાશ્પ હા તેમજ;
ફરશોસ્તર દીન આગાહ, દરેક તેઓની રાસ્તીના,
ખરા માર્ગો યાને હા, સોશ્યન્તની દીન હોરમજદે;
કીધી તે તેઓ શિખવશે, ખરેખર રાસ્તીને લીધે,
નમન તે હોરમજદને છે, અમારાં ભાવનાં હરદમ.

---

નેક મનસ્ની, નેક સખુનો, અને કાંમોથી, તેઓને એટલે સ્પિતમની ઓલાદનાં જરથુશ્ત્રના જાયેનશીન કવિ વિસ્તાસ્પને અને ફરશોસ્તરને મઝદ બ્રહ્મનું જ્ઞાન મેળવવા દો. તેઓની તેઓની ફરજ બજાવવા દો. મહોબતનાં સાહેબે જે દીન આપી છે, તેનાં સીદ્ધા માર્ગ ઉપર તેઓને કાયમ રહેવા દો.

(ચેતરજી)

## ફેકરો ૩ જો.

×અએ હુએચત–અસપના, તું હા ખાંનદાન તણી,
પોઉરૂ–ચિસ્તી અએ વ્હાલી, સ્પિતમાનની ઓલાદની;
તણી દીકરીઓ માંહી, જવાન દાદાર હોરમજદે,
તે જે નેક મનશ્નીજ, તથા હા રાસ્તીની ઉપર;
તેને ફેદા થયેલો છે, તારા માટે અહા ખાવિંદ,
તરીકેજ કીધો મુકરર, માટે હવે હા તું તેની;

( વધુ માટે જુઓ પા. ૧૭૩ )

---

+ રામા રત્નની ખાણુ, જાણુ એ રંભા રૂડી,
ધરે સોળ શણુગાર, હાર કંઠે કર ચુડી;
શોભે જળ હળ ગેહ, દેહ કોમળ શુભ સાજી,
શોભા કેરૂં સદન, વદન હશિ રાખે રાજી;
ભડભોજ, કરણુ વિક્રમ, અને હરિશ્ચંદ્રની હારના,
પંડીત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ સુત નારના.
( શામળ ભટ્ટ )

ફકરો ૩ જો (ચાલુ)

*મસલેહત લેતી રહેજે, તથા સંપુર્ણ મનશ્નીની,
ખરે તારી ઘણી પાક, અક્કલથી સારાં ડહાપણુની;
રૂએ તું કામ સૌ કરજે, નિરંતર રાસ્તીથી વ્હાલી,
નમન હરદમ હૃદયનાં છે, તમોને હોરમજદ પ્રેમી !

---

* જે ઘરમાં ઘરનાર, દામ ઉધારે દેશે,
જે ઘરમાં ઘરનાર, પિંડ પિત્રી પણ લેશે;
જે ઘરમાં ઘરનાર, તોજ મેણું શિર ટળશે,
જે ઘરમાં ઘરનાર, માન માણસમાં મલશે;
નાર વિના નર રંક, શંક રાખે નહિ કોઈ,
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઇ;
નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિ સંગે,
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે;
બાળપણે થઈ માત, મટાડે પીડા મનની,
સુખ દુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
ચતુરાં ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી.
વળિ વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે;
એ અંતઃકાળ અળગી નહિ, બહુ સ્નેહ સાથે બળે;
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટિ પુરૂષથી પ્રીછજો,
સઉ શાસ્ત્ર સાક્ષિ,'શામળ' કહે અંતરમાં સૌ ઇચ્છજો.

## ફકરો ૪ થો.

*કહે નારી પોઉરૂ–ચિસ્તી, ખચિત્ત તેને ચાહીશ હું હા,
તથા તેનીજ સાથેની, ખરે મારી પ્રીતિ માંહી;
બતાવીશજ વધુ સરસાઈ, પતિ સેવાજ કરીશ હું,
અને મારી ઉપર પ્રીતિ, નિરંતર રાખશે વ્હાલા;
તેના કરતાં ખરે ! મારી, તરફનોજ વધુ પ્યાર,
કરીશ કોશીશ બતાવાને, ખરેખર ભાવથી હું તો;

---

* ગાઓ તમે સર્વ સુંદરીઓ, દાદારનું નાંમ લઇ,
પુકારો તેનાં જયજયકાર, હરખ અને ઉમંગ લઈ;
ખાવીંદ છે ખુદા સમાન, તેને તમો આપો આદરમાન,
ગાથાનાં પવિત્ર ફરમાન, સમજો બહેનો ધરી ધ્યાન,
માલ ખજાનો સો ખાક જાણુ, ગરીબ ધણી લાખો સમાન,
ભવ જીત્યો જેની મીઠી જબાન, એમાંજ સચવાય તમારૂં માન,
પ્રેમે ખવાશે ધણીનું ધાન, પ્રેમે મલશે જીવન દાન,
પ્રેમે રાજી થશે બાપ મહાન, પ્રેમથી રીઝશે ધણી ગુણવાન.
( ગુલબાનું કાવ્ય માળા. )

કહે અહા પોઉરૂ-ચિસ્તી, પોતાની બ્હેન-પણીઓને,*
નસીહતજ કરે છે જે, ખરેખર દીકરી અશો.
રહી પોતાના પીતાને, તથા પોતાના ખાવિંદને,
પોતાનાં મલતીઆઓને, તથા પોતાનાં ખેશીઓને;
તથા હા રાસ્ત જીવોને, અહા રહેશે વફાદાર,
તેણીની નેક નૈયતની, મુરાદો સા પુરી પડશે પારાવાર;
વળી દાદાર હોરમજદ, તેણીની સારી× દયાનતને,
માટે હમેશ સુધી હા, બક્ષસે તેણીને બેહેશ્ત.

---

* પિતા ઘેર જે પુત્રી, હોય રિદ્ધી પણ રાંડી,
બોલે પુંઠળ લોક, કહે જે કંથે છાંડી;
પિતા ઘેર જે પુત્રી, કુટુંબ કહાવે ખોટી,
ભોજાઇ બોલે ભુંડ, કહે આ કરમે ચોટી;
ધન હીનહોય ઘરનો ધણી, પિતા હોય પૃથ્વી પતિ,
પણ સ્ત્રી તો શોભે સાસરે, શામળ કહે તેતો સતી:
નર પાખી જે નાર, છેક હળવી તે તરણું,
નર પાખી જે નાર, હોય રણમાં જ્યમ હરણું;
નર પાખી જે નાર, નીચું પીપળનું મૂળ,
નર પાખી જે નાર, આકડાનું એ તૂળ;
નર પાખી નારી એકલી, સૃષ્ટિ સૂની સર્વ છે;
તે માન ન પામે માનની, ગળી જાય જશ ગર્વ છે.
( શામળ ભટ્ટ કવી. )

× Every wise woman, buildeth her house; but the foolish plucketh it down with her hands.
( Bible Proverbs 14-1 )

## ફકરા ૫ મો.

કહે જરથોશ્ત પેગંમ્બર, પરણુતી બાળાઓનેજ,
*તથા તમો પરણુનારા જુવાનોને હું જે વ્હાલા;
પરણુવાને ફરમાન, ખરેખર આપનાર તે,
નીચે મુજબ નસીહતના, સખુનો કહું છું તમને;

( વધુ માટે જુઓ પા. ૧૭૭ )

---

* વૈષ્ણુવ જન તો તેને રે કહીયે જે પીડ પરાઈ જાણે રે,
પર દુઃખે ઉપકાર કરે જે મન અભિમાન ન આણે રે;
સકળ લોકમાં સૌને વંદે, નિંદા તે ન કરે કોઈની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે;
સમ-દૃષ્ટિ ને તૃષ્ણુા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જિવ્યહા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે;
વણુ લોભી અને કપટ રહીત છે, કામ ક્રોધ નિવાર્યાં રે,
ભણે "નરસૈંયો" તેનું દરશન કરતાં કૂળ ઈકોતેર તાર્યાં રે.

## ફકરો ૫ મો ( ચાલુ )

**તમો સૌ આપજો ધ્યાન, મારા સા એ સખુનો ઉપર,**
**×જીવન કલ્યાણુ હા થાશે, જરૂર તેથી નથી શંકા તેમાં;**
**ખરે ! દીનદાર માણુસોની, આહાહા માર્ફતે સૌ કો,**
**ભણેલાં થઈને નેક, મનસ્વીની અહા જીંદગી;**
**મેળવશેજ તથા રાસ્તી, થકી તમારા માંહેના,**
**ખરેખર એક બીજાને, રહેજો ચ્હાતાં આપસમાં;**
**કે તેથી હા *ખચિત્ત તેઓ, દરેકની ઘેરની જીંદગી,**
**સુખી થાએ આંહી બ્હાલા ! સખુનો તે નસીહતનાં.**

---

× સધવા નારીને સ્વામીની સેવામાં રેહવું;
જે જે વચન કહે વ્યવહારીક, તે કારજ કરી લેવું રે,
ખાતાં પીતાં સુતાં બેઠાં, કહે પતિ તેમ કરવું,
હરખ શોક, ને હાણુ લાભમાં, ફીકર તજીને ફરવું રે,
રીસ કરીને રાતે નયણે, બળતાં વેણુ ન બોલે,
શમતા શીળ સ્વભાવ સયાણી, તે નારી સતી તોલે રે,
જોબનવાન રૂપ ગુણુ જાતી, નર કોઈ નજર દેખે,
હાડ માંસનો લોચો જાણી, પતી વીનાનો પેખે રે,
હાંસી ખ્યાલ હરામી સોબત, ભાંડ ભવાઈન ભાળે રે,
'દેવાનંદ' કહે શુભ કુળવાળી સમજી સૌ અઘ ટાળેરે.

* "Because you try to take up higher work, you must not forget your ordinary duties, for until they are done, you are not free for other service. You should undertake, no new worldly duties, but those which you have already taken upon you, you must perfectly fulfil–all clear and reasonable duties, which you yourself recognise."

## ફ્કરો ૬ ઠો.

પરંતુ અએ નરો× તેમજ, સુભાગી નારીઓ સઘળાં,
દરૂજના માર્ગને તેમજ, તેનાં સૌ હા વધારાને;
જાહેર રીતે તમો કરજો, જીવનમાં બંધ હા હરદમ,
અહા ભકિત દરૂજનાથી, તમારા તનનો સંબંધ;
છોડજો તમો સઘળાં, ખરાબ ખોરેહ વાળુ સુખ,
માણુસોને માટે વ્હાલા, ખચિત્ત તે નાશ કારક છે.

× હસ્તી તરફ જવા, જાહેરમાં કામ કરનારા, નરો તથા નારીઓ, દુજ જે રસ્તા ઉપર જઈ રહ્યો છે, તેને તમો અટકાવો; હવસોને તાબે થઈ પુન્ય વેચનાર, માણુસોને માટે, 'અહૂમની ગતી', અથવા મુક્તિ મેળવી આપનારી ગતી નાશ પાંમે છે. "રોશનફેલ" નહી રાખવાથી આપણું શરીરનાં અંશોને ગેતીનાં રખડાટમાં છોડી દઇએ છીએ; મરદ ઓરતની સંગ કાયદેસર નથી હોતી તો, તેઓ અને તેઓનાં અંશો, લાંબા કાળ લગી ગેતી એટલે આ ફાની દુન્યાનાં રખડાટમાં પડે છે અને જયારે બુરી વાસ્નાઓ તુટે છે ત્યારે જ તેઓ આગલ વધી શકે છે. ( ડો. ચીનીવાલા )

## ફકરો ૬ ઠો ( ચાલુ )

હાની રાસ્તીની કરનારા, અરે બુરા માણુસોથી,
અએ નર નારીઓ સઘળાં, તમો તમારી મીનોઇ જીંદગીને;
*ખરેખર જીંદગીને હા, બચિત્ત બુરીજ કરો છો,
કરો આરાધના હરદમ, પવિત્ર સૌ વિચારોની.

---

* તારા અપવિત્ર વિચારો તને હઠાવે, તે પહેલાં તું તેઓની સામે બાથ ભીડ; તેઓ જેવી તારા પ્રત્યે વર્તણુંક રાખે તેવી જ તું તેમના પ્રત્યે વર્તણુંક ચલાવ, કેમકે તું જો તેમને જીવતા રાખીશ, અને તેઓ મૂળ રોપી ઉગશે, તો બચિત્ત જાણુ કે તેઓ તને હઠાવશે અને મારી નાંખશે; માટે ઓ જીજ્ઞાસુ સાવધ રહે, અને બુરા વિચારો અને લાગણીઓની છાયાને પણુ તારી પાસે આવવા દેતો નહિ; કારણુ કે તે છાયા પણુ ઉગશે, કદમાં અને શક્તિમાં વધશે, અને તે કાળા દૈત્યનું તને ભાન થાય તે અગાઉ તું તેના પંજામાં આવી પડશે. (ગુપ્તનાદ)

## ફકરો ૭ મો.

અએ નરનારીઓ સઘળાં, તમારો ×બાતેનનો લોભ,
જેણે દીલનાં તળીઆંમાં, ખરે ! જડ ઘાલેલું છે તે;
જ્યારે તદન બરાબર બહાર, જશે નીકળી અએ યારો,
જ્યારે તમારા માંહેથી, પાપી વિચારો હા તદન;
થશે નાબુદ ત્યારે તે, મ્હોટાં કામો તણો બદલો,
તમોને મળશે ખચિત્ત, ન તેમાં કાંઈ શંકા છે;
*એ સાહસ કર્મને માટે, તમો બાંધો હવે કમ્મર,
નહીતર બોલવું થાસે, તમારૂં આખરે "અફ્સોસ.
અફ્સોસ."

---

× Victory over oneself is indeed better than victory over others. If a man subjugates himself and practises restraint, neither a deva nor a gandhabba, nay, nor Mara (satan) to-gether with Brahmā can undo his victory.

Dhammapada 104/105

* તે કયાન ખોરેહ દુન્યાને તરો તાજગીવાલી, જુની નહિ થતી, નાશ નહિ પામતી, ખરાબ નહિ થતી, કોહી નહિ જતી, હમેશ હયાતી ભોગવનારી, હમેશ ફાયદો કરનારી તથા પોતાની મરજી મુજબ હકુમત ચલાવનાર કરશે. (મીનોઈમાંથી) ગુજરેલાંઓ પાછાં સજીવન થશે, જીંદગી અને અમરપણું આવશે અને તમામ દુન્યા પોતાની મરજી મુજબ તરો તાજગીવાલી થશે; આ વખતે અશોઈની તોખમને હાની પોહોંચાડવાને દુજ અહીં તહી દોડધામ કરશે, પણ આખરે ઉંધો પડીને નાશ પામશે. (જમ્આદ યસ્ત)

## ફ્કરો ૮ મો.

બુરાં કામ કરનારાઓ, થજો *શેકસ્ત પામેલા,
અહા ધિક્કારની સાથે, હસી કહાડેલા તેઓ સઘળા;
તથા વિલાપ કરનારા, થજો ખચિત્ત તેઓ જાતે,
વળી સત્તાધીશો તરફથી, પામજો તેઓ દુઃખ
અને જખમી જીવન માંહી,
વળી માણુસોનાં સંબંધમાંથી, તથા હા કુટુંબ માંહેથી.×

---

* એબવાળા આહરેમન તરફની દરેક મુશકેલી, ફીક, યાને છતી આંખે ધર્મ આંધળા કરપ યાને ધર્મબેહરા, કપટી, કીનાખોર, બુરૂં ઇચ્છનારા, બદગોઈ કરનારા, ગેરવાજબી કામ કરનારા, ગુનાહયોજનારા, પુષ્કળ ઇચ્છાવાળા, ગણત્રીબાજ, ઇન્સાફ વગરનાં, હાજતમંદો, જેઓ અમારાં શરીરને નુકશાન કરે, પણ અમારાં રવાનને નુકશાન કરે નહિ, તથા તેઓ તરફથી અમુંને કોઇપણ પ્રકારની હેરાનગતી, નુકશાન તથા હલાકી પોહોંચી શકે નહિ (પાજંદ—સેપાસે અકેનારે)

× મેહેર યજદને ખુશી કરવાને સુદરેહ, કુસ્તી, તથા સંપુર્ણ માથાંનું તેમજ પગનું પેહેરણ રાખવું જોઇએ, તથા સ્ત્રીઓ, છોકરા-છોકરીઓ સાથે મુરાદ મુજબ તેની(etiquette)રાહ મુજબ ખુશ બેસવું જોઇએ. જે કોઈ મેહેર ખુબ સાચવે અને પહેલેથી જ નહિ તોડે, તો પછી ગેતીનો ફાયદો, આબાદી, દોસ્તોની મદદ, તથા માનોઇમાં ભલો હીસ્સો—જેવો કે દોજખમાંથી છુટકારો—મેલવે છે અને તેનું ગરોથ્માનની સૌથી સરસ હૈયાતી તરફ પોંહોચવું થાય છે.
( સેતાયશે મેહેર )

તથા ભાઇબંધીથી+ દુર, તેઓ થએલાં સૌ હોજો,
ખરેખર ન્યાતની બાહેર, બુરી મનશ્નીનાં બદલામો;
પોતે બુરૂં કામ કરનાર, સખ્સ બે ફાંસા વાળો હા,
થઈને બેડીઓને જાતે, હલાવતો આ જીવનમાંહી;
સૌથી મ્હોટી હા મરકી, જલ્દીથી આવીને પુગજો,
તેની ઉપરે ખચિત્ત, બુરી નૈયત વાળાને.

+ "ભાઇબંધી એવી ચીજ છે જે શિખવે છે કે કુદરતમાં જે કાંઈ જીવે છે તેની સાથે એકતાઇ મેલવવાની છે. જ્યારે બીકણુ કાચબાની માફક તારો જીવ-આત્મા સ્વાર્થનાં કવચ નીચે છુપાઇ રહેતો હોય, જો પીડાના ઉષ્ણુ આંસુઓથી તે ચમકતો હોય, જો કોઈની દુઃખની ચીસોને તે બેહરાની માફક ગણુકારતો હોય, તો, હે શિષ્ય, જાણ કે તારો જીવ-આત્મા પોતાના મુનેશ્વરને માટે અયોગ્ય દેવળ છે." (ગુપ્તનાદ)

## ફકરો ૯ મો.

*ખોટા એતેકાદ વાળાઓ, લીધે હા દીનની ઉપર,
ફેદા થએલાઓ હોરમજદ ! તથા હા ભકતોનેં તારા;
અએ ઓ હોરમજદ રહેમી, પડે છે વેઠવુ સંકટ,
જાણી જોઈને રાસ્તીની, હાની કરનારાઓ વ્હાલા;
તનાકુર હા ગણાએ છે, 'અહા છે રાસ્ત સાહેબ કયાં ?
કે જે તેવા સખ્સોના, છુટાપણાંનો ને જીંદગીનો.

---

* And he said, take heed that ye, be not deceived; for many shall come in my name, saying "I am Christ," and the time draweth near; go ye not, therefore after them. But when ye shall hear of wars and commotions, nation shall rise against nation and kingdom against kingdom, earthquakes, famines and pestilences, and fearful sights, then shall they see the Son of man, coming in a cloud with power and great glory.

( Bible. Luke 21/8-27 )

## ફકરો ૯ મો (ચાલુ)

કરી તે હો શકે નાશ, ખચિત્ત અએ હોરમજદ વ્હાલા,
*તારી બાદશાહી એવી છે, કે જેથી નેક જીંદગીનો;
ગુઝારનાર ગરીબ જીવને, તેની નેકીના બદલામાં,
બેહેતરી તુંજ બક્ષે છે, નમન હોજો તમને વ્હાલા.




---

* અએ સ્પેતમાન જરથોસ્ત! જે શખ્સ આ હાડમંદ દુન્યામાં મારાં (દાદર અહુરમજદનાં) નામોને યાદ કરનારો થઇને રાત દીવસ મોહટે સાહાડે ભણે, એટલે ઉઠતાં બેસતાં, કુસ્તી કરતાં, ઘેર, મોહલ્લો, કસબો અને દેશમાંથી બાહાર જતાં મોહટેથી ભણે તો, તે ભણનારને "એશમ" દેવ નુકશાન કરે નહિ, તેમ જ તેવા બંદગીખોરને આંકડો, ગોફણુ, બાલો, તલવાર, ગુરૂજ, કે પઠરા વગેરે લાગીને કાંઇ પણ ઈજા કરી શકે નહિ. (અહુરમજદ યશ્ત)

# " દુવાગીર દરગુજર ર્‌હાતો. "

( ગઝલ )

સ્વિકારી સત્યની સીઢી, જીગરમાં રહેમ ખુબ ભરવી,
તીમિર પડદા બધા ચીરી, જીવન યાત્રા સફળ કરવી.
નીતિ રાસ્તી ધરી વ્હેતાં, બધા ભય નાશ પામે છે,
પુકારી શાસ્ત્રો સૌ કહેતાં, તે રીતે દુઃખ વામે છે.
ખરે ભુલ પાત્ર છે આલમ, ન દોષો તે તણા જોવા,
ગ્રહી સદ્‌ગુણ તેનાથી, પોતાના દુર્ગુણો ધોવા.
જો કોઇ હોય મહા જ્ઞાનિ, અને પુરો બધી વાતે,
ન ભુલો તેતો એકજ છે, પિછાનો ભાવથી જાતે.
હુકમ તેના થકી સૌકો, કરે આંહી સકળ કામો,
છે સત્તાવાન માલેક તે, માણુસ સો પૂતળાંમાનો.
તેની આજ્ઞાવિના બાપુ! ન હાલી પાતરૂં શકતુ,!
છતાં મગરૂરી કો ધરતાં, તેનાથી જગ બધુ ટકતું.
ગહન તેની અજબ લીલા,! સમજતાં કોઈ ના ફાવે,!
સ્વિકારી માંથ્રવાણીને, વહો સાકો અભય દાવે.
"હૃદયયોગી"! બનો સોનાં, વિસારી વિખમય વાતો,!
સેવામાં દોષ હોશે પણઃ–" દુવાગીર દરગુજર ર્‌હાતો. "

" હૃદયયોગી. "

# "એક ખુશ નોંધ"



લગભગ બે વરસની વાત ઉપર "ચેરાગ" ચોપાન્યાંનાં મહેરબાન માલેક અને અધિપતિ શેઠ અરદેશર ન. બીલીમોરીઆની મારફતે ભલા ખેરખાહ મી. અમૃત એમ. શાહને આ લખનાર સાથે પત્ર વ્યવહાર મારફતે ઓલખાણ પડી હતી.

મી. અમૃત શાહ "હૃદયયોગી"નાં તખલ્લુસ હેથલ "ચેરાગ" અને બીજે ઠેકાણે કાવ્યો લખતા હોવાથી એક કમીની સુચના મારા તરફથી તેવણને કરવામાં આવી કે આપણા ગાથાને ગુજરાતી કાવ્યમાં ઉતારવા. એવણે આ સુચના એકે બોલે ઉપાડી લીધી અને મરહુમ એરવદ કાંગાની "**ગાથાબામાએની**" નાં **અહુનવદ ગાથાના** થોડાક ફકરાઓ એવણ ઉપર મોકલી આપવામાં આવ્યા; થોડા જ દિવસમાં તેઓને કાવ્યમાં ઉતારીને, તેવણે તપાસવા મોકલી આપ્યા, અને તેની સુંદર લઢણ જોતાં સઘળા ગાથાઓ હાથમાં લેવાની એવણને મેં અરજ કીધી, અને મરહુમ એરવદ કાંગાજીનું "**ગાથાબામાએની**" નું પુસ્તક એવણ ઉપર મોકલ્યું.

આ લખનાર કાંઈ સંગિતનું જ્ઞાન ધરાવતો નહી હોવાથી એવણ સાથે એવી ગોઠવણ કીધી કે એક બે હા, જેમ તૈયાર થતા જાય તેમને મારી ઉપર મોકલવા અને ગાથાનો ભાવાર્થ જ માત્ર એવણના કાવ્યમાં જળવાયેલો રહે છે કે નહી તેજ મારે જોવાનું હતું. કાવ્યની લઢણને માટે એવણજ જોખમદાર હતા.

**મી. અમૃત શાહ, ગાથાનું લખાણ એક જરથોસ્તીને જેમ લાગે એવી રીતે સમજી શકયા** અને ઘણા જ થોડા ફકરાઓમાં ફરીથી સુધારોવધારો કરવાની સુચના કરવાની જરૂર પડી હતી.

**એવણનો ઉત્સાહ કેટલો બધો હશે કે ફક્ત ત્રણ મહીનાની અંદર જ સઘળા ગાથાઓને કાવ્યમાં રચીને તૈયાર કરી નાખ્યા.**

હવે તેને ક્યાં અને કેવી રીતે છપાવી બહાર પાડવા તેની મુશ્કેલી ડોળા ધુરકતી સામે ઉભી; ઘણા મહીનાઓ નીકળી ગયા, દરમ્યાન **"શાહે જરથુશ્ત્ર"** નામે ત્રીમાસીક કે જે જશન કમિટી, મુંબઈ, તરફથી પ્રગટ થાય છે તેમાં થોડો થોડો ભાગ તેવણ છપાવતા રહ્યા, અને ખુદાનો હુકમ થતાં, તેઓને પુસ્તકમાં છપાવવા જોગી જોગવાઈ, એક બે દીલસોઝભાઈ બેહેનો તરફથી થઈ, જેને માટે જરથોસ્તી કોમ તે ભલાં દીલસોઝ ભાઈ બેહેનોનાં બેહદ ઉપકારી થયા છે. તેઓએ મી. શાહની, તે છપાવીને બહાર પાડવાની હૃદયઈચ્છા પુરી કરીને એઓ બાઈની આ સેવારૂપ કાર્યમાં લીધેલી મહેનત સફળ કરી આપી છે.

એક હિંદુભાઈ તરીકે મી. અમૃત શાહે આપણી કોમ ઉપર આ એક મ્હોટી નવાજેશ કીધી છે, જેને માટે એવણનો જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો જ છે. **એવણે પવિત્ર ગાથાનાં આ બારીક લખાણો ઉપર જે પવિત્ર ભાવ અને માન દર્શાવ્યાં છે, તેટલો થોડાજ જરથોશતીઓ, બતાવતા હશે.**

મી. અમૃત શાહની આ દીલસોજી ભરી કોશેષથી પારસી કોમનાં ગુજરાતી વાંચનારાઓમાં એવણે રચેલી ગઝલો પ્રેમ અને ભક્તિથી ગવાશે અને એવણનું શુભ કાર્ય, પારસી અને હીંદુ કોમોને મોહબત અને એખલાસના મજબુત ગાંઠથી લાંબા વખત સુધી જોડવા શક્તિવાન થશે તેમાં કાંઇ સંશય નથી.

આય ગઝલોને મી. અમૃત શાહે એવી સરલ અને સહેલી ભાષામાં રચેલી છે કે તેનો સદઉપયોગ બાળકો પણ બહુ સહેલાઇથી કરી શકશે અને તેથી આશા છે કે તેમનાં કુમળાં જીગરો ઉપર સ્વધર્મની સુસંસ્કારી છાપ જરૂર પડશે.

હરેક જરથોસ્તીએ આ પુસ્તકની એક એક નકલ પોતાની લાઈબ્રેરીમાં રાખવી આવકારદાયક થઈ પડશે. આપણે દુવા ગુજારીશું કે મી. અમૃત શાહ આ પ્રમાણે, હવે પછી પણ પોતાના અવકાશના વખતમાં આપણાં ધાર્મીક પુસ્તકોનો અભ્યાસ કરીને તેને કાવ્યમાં ઉતારી આપણુને સંગીતના મીઠા સુરોમાં રચીને વાંચવા તક આપે. માલેક તેઓના હરેક સેવાકાર્યોમાં હીમત બક્ષે ! તથાસ્તુ !

મુંબઈ તા. ૨૦–૯–૨૫ } લિ. સેવક,
**તુષ્ના મઈતિશ વહિશ્તા**

---

**જ્ઞાનવર્ધક પુસ્તક ૫૩મું અંક ૧૦માં પૃષ્ટ ૭૩૫માં બહાર પડેલો રીવ્યુ**

# "કુલ જરથોશ્તી આલમને"

## ( ખુશ થવા જેવું )

રોશન કરવાની મ્હારી ઘણાં દિવસની લાલચ હું રોકી શકતો નથી તે એ કે:—

"હૃદયયોગી"ના નખલ્લુસથી લખનાર શ્રીયુત ભાઈ અમૃત એમ. શાહ કે જેઓ વરસો થયાં પારસી તેમજ ગુજરાતી અનેક માસિકોમાં ચાલુ ભક્તિરસથી પુર કવેતો લખે છે, જે હું હંમેશાં અંતરની હોંશથી વાંચું છું, તેમ હરેક વાચનાર શોખીન ભાઈબહેનો પણ જરૂર વાંચતાં જ હશે.

વધુમાં "ચેરાગ સીલ્વર જ્યુબીલી" અંક સાથે ભેટ અપાતી ઈંગ્રેજી બુક નામે The Miracles of Zoroasterમાં Mr. I. R. Faredoon લખે છે કે અશો જરથોસ્તની સીફતમાં જે ગઝલ શ્રીયુત વિદ્વાન "હૃદયયોગી" એ લખી છે, તે બેશક ખરે જ આફ્રીન કરવા જોગ જ છે, જે વાંચતાં આપણો પ્રેમ તે અષો રાહબર તરફ પુરજોસના ભક્તિભાવથી દોડે છે. કોણ કહી શકશે કે તે કવેત એક હિંદુભાઈએ લખેલી છે?"

એટલું જ નહી પણ, મ્હારા સાંભળવામાં આવ્યા મુજબ તેનાથી પણ વધારે આપણી કોમે ખુશી થવા અને મુબારકબાદી લેવા અને તેઓ ભાઇને મુબારકબાદી દેવાજોગ તો એ છે કે:—આએ વિદ્વાન હિંદુ લેખક શ્રીયુત "હૃદયયોગી" એ, મર્હુમ એરવદ કાંગાકૃત "ગાથાબામાંએની" પરથી આખી પવિત્ર ગાથા વાણીનો ગાયનમાં તરજુમો કીધો છે, અને તેના શરૂના અહુનવદ ગાથાના હા ૨૮–૨૯નું કવેત મુંબઇ જશન કમિટી મારફત નિકળતા ત્રીમાસીક નામે "રાહે જરથુસ્ત્ર"ના સને ૧૯૨૪ના ડીસેમ્બર માસના અંકમાં તથા ૩૦ હા—નું કવેત સને ૧૯૨૫ના માહે જુન માસમાં પ્રકટ થઈ આવેલ છે; અને તે

મ્હારા વાંચવામાં આવતાં તે પરકોમી વિદ્વાન લેખક "હૃદયયોગી" એ આપણી કોમ ઉપરની આ સેવા આફ્રીન થવાજોગ બજાવી ઘણો ઉપકાર કીધો છે, જેના માટે કુલ જરથોસ્તી આલમે એક મગરૂરી લેવા જેવું છે, અને આએ વિદ્વાન હિંદુ લેખકબંધુ શ્રી. હૃદયયોગીની સાચી કદર આપણા હરેક ધાર્મિક અને શ્રીમંત જરથોસ્તી સાહેબોએ જરૂર કરવી ઘટે છે, કે જેથી તેઓના આ સેવાકાર્યમાં તેમને ઉત્તેજન મલ્યું ગણાશે અને તેની સાથે તેઓએ આગણા પેગંબર સાહેબની પાક ગાથા વાણીને અમૃતવાણીરૂપ—ગાયનમાં દર્શાવ્યા બદલે તેટલું બી ધર્મકાર્ય કીધું ગણાશે.

દુવા ગુજારીશું કેઃ—તેમણે રચેલી આ પાક ગાથા કાવ્યવાણી એક પુસ્તકના આકારમાં જલ્દી જ ખોદા પ્રગટ કરાવતાં, ત્હેમને આવાં અનેક ધર્મકાર્ય કરવા પૂરતી શક્તિ અને પરીણામે જશ આપો. આમીન! આમીન!!! આમીન!!! "દીલખુશ"

---

શ્રી પાક અહુરમજદની મદદ હોજો
નવસારી ૩૦૦૩ મોટા બજાર તા. ૩૦–૯–૨૫
પ્રિય સ્નેહી ભાઈશ્રી **અમૃત શાહ**

આપશ્રીનો માયાળુ પત્ર મને તા. ૨૧/મીનો સ્વહસ્ત થયો હતો પણ હું મદ્રાસ મધે હોવાથી તુરત જવાબ તેમજ મારો **બંદગીના ભજનો રેસાલો,** મોકલી શકયો નહોતો માટે ક્ષમા ચાહુ છું. તમો ભાઈશ્રીએ નવરોઝ અંગે ભલી દુવાઓનો વરસાદ વરસાવ્યો છે જેથી ઉપકારી બન્યો છું.'

વધુમાં તમારી કોશેષ જે ખુદ જરથોસ્તીઓના હાથે થવી જોઇતી હતી તે તેમ ન થતાં આપને હસ્તે થતી જોઈ હર્ષ પેદા થાય છે. તમારાં આ કામને એકેએક જરથોસ્તીએ ઉત્તેજન આપવું જોઈએ.

બંદગી કરવી અને તેનો ભાવાર્થ નહી સમજવો તે એક જાતનું અજ્ઞાનપણું છે, જેઓને કુદરતે શક્તિ આપી છે, તેઓએ તો બંદગી ભાવાર્થ સમજીને જ કરવી જોઈએ. આગલા વખતમાં કેળવણી પ્રચાર ઓછો હતો ત્યારે બંદગી કરવામાં આવતી હતી તે સમજ્યા વગરનીહતી છતાં તેની અસર કંઈ ઓછી થતી હતી નહી; પણ જ્યારે હીંદુઓ, મુસલમાન, ખ્રિસ્તીઓ વટીક જરથોસ્તી ધર્મની બારીકાઈ માટે બાતેનમાંઉતરે છે ત્યારે જરથોસ્તી ટોળો આગલા વખત માફક વગર સમજવે બંદગી કરે એ નીચું જોવાડવા જેવું છે. **એવે વખતે તમારા જેવા ઉત્સાહિ અને ઉલટવાળા ભાઇશ્રી કવિતા રૂપમાં ગાથાવાણી બ્હાર પાડો, એ બેશક વખાણવા લાયક છે; અને તે કામને** જરથોસ્તી કોમે વધાવી લેઈ તમારા જેવા સાક્ષરોને આગળ પાડવા જ જોઈએ. મરહુમ એરવદ કાંગાનો તરજુમો મોટા ભાગે સત્તારૂપ ગણાય છે. તેઓના કામનો તમો ઉપયોગ કરો છો, એ જાણી હું ઘણો ખુશી થયો છું.

કેટલાંક અવરતાનાં અભ્યાસ વિના પાંચ છ ચોપડી ગુજરાતી શીખ્યા પછી સાહિત્યના ક્ષેત્રમાં ઘોડા દોડાવવા નીકળી પડે છે, તેઓની કાચી વય અને પુરતા અનુભવ વિનાના ઉચ્ચારો કેટલેક વખતે મરહુમ સ્કોલરોને અપમાન કરતા થઈ પડે છે, તેવો જ દાખલો હાલે કોઈ નાદાને મરહુમ કાંગાજી માટે જાહેરમાં મુક્યો છે. તે છતાં તમો ભાઇ એજ સ્કોલરનાં કામનો ઉપયોગ કરો છો એજ દેખાડી આપે છે કેઃ—ટુંક **ભંડાળીઆ જરથોશ્તીઓ કરતાં તમો શ્રેષ્ટ ગણાવો.**

ખરો ધર્મ અને રહસ્ય તો તે જ છે કે દરેક કોમે દરેક ધર્મમાં બારીકાઈથી ઉતરવું, અને તેમાંથી એક મળતાં આવતાં, સાચાં જણાતાં ઉચ્ચ આશયોવાળાં કિમતી સિદ્ધાંતો બ્હાર પાડી આય આખી સૃષ્ટિનાં માનવો એક જ પિતાનાં બાળકો છે એમ દેખાડી આપી સાચી ભાઇબંધી જે છે તે શુદ્ધ પ્રેમની જંજીરથી

જકડી દેવાતાં જીવન પૈકીનો તે એક ધન્ય જ લ્હાવો ગણાશે; **અને તે જ રાહ તમે તો લીધો હોય તેમ આ તમારાં અંતરની ખંતથી થતાં સેવા કાર્યથી સ્પષ્ટ જણાય છે.**

મેં **રાહે જરથુશ્ત્રમાં** આપનું કવેતમાં રચેલ ગાથાનું ભાષાંત્તર જોયું છે. એવી જ કોશેષ મારા મીત્ર **હરમીસે** પણ કરી છે, છતાં આપનો આ પ્રયાસ તેથી ઓછો આવકારદાયક નથી; આપ એક હીંદુભાઈ હોવાથી તે કેટલેક અંશે ધડો લેવાજોગ છે; આપનો પ્રયાસ હર્ષિત્ત કરે છે, જો કે આપનો આય સેવક કવિતાનાં ધોરણ અને જોડણી માટે અનુભવ ધરાવતો નથી એટલે તેના સ્વતંત્ર વિચારો પરે જ મત દર્શાવ્યુ છે. આપણો પત્રવ્યવહાર ચાલુ રહેશે તો ખુશી થઈશ.

સ્નેહાધિન.

**રતન–ન. ફ–તંબોલી.**

જશન કમિટી મુંબઈ માર્ફત પ્રગટ થતા ત્રિમાસીક નામે **"રાહે જરથુશ્ત્ર"**ના પુસ્તક ૬. અંક ૪. માહે ડીસેમ્બર ૧૯૨૪ માં મારૂં રચેલ ગાથા કાવ્યમાંના અહુનવદ ગાથાના હા. ૨૮–૨૯ નું કાવ્ય પ્રગટ થએલ હતું, તે બાબત **"પ્રજામીત્ર અને પારસીએ" રાંચ્યુ લીધેલ, જે તે જ ત્રિમાસીકના જુન ૧૯૨૫ ના અંકમાં પ્રગટ થએલ હતો તે નીચે મુજબઃ—**

\+ \+ \+ \+ \+

\+ \+ \+ \+

**"રાહેજરથુશ્ત"** ના આ અંકમાં **હૃદયયોગીના** તખલ્લુસથી લખનાર વિદ્વાન હિંદુ લેખક શ્રીયુત અમૃત એમ. શાહ કૃત ઝંદ અવસ્તાના પવિત્ર ગાથાના કવિત્ત્વમય કલામોનો ગુજરાતી "ગઝલ" માં તરજુમો દરેક રીતે વખાણવા યોગ્ય છે. મી. ખુદાબક્ષ પુનેગરે કરેલો ગાથાનો તરજુમો એક ખરા અભ્યાસીને છાજે

તેવો છે. એરવદ કાંગાજીની " **ગાથા બામાએની** " માં પણ વિદ્-તાથી તરજુમો કરેલ છે અને એજ ગાથાનો સુંદર " ગઝલમાં " ભાવાર્થ દર્શાવનાર હીંદુભાઈ અમૃત શાહનો પારસી કોમે ખરેજ આભાર માનવો જોઈએ. **મી. શાહ, બારભાયા, કે હરજીવન-દાસ કાલીદાસ મ્હેતા, જેવા હિંદુ સદગ્રહસ્થો જરૂર પારસી અને હીંદુ વચ્ચે મીત્રાચારીનો સંબંધ અથવા ભાઈચારાનો સદગુણ મજબુત કરે છે અને બન્ને કોમને પ્રેમની સોનેરી સાંકળથી જોડી દાએ છે.** "

મી. અમૃતલાલ એમ શાહે, જરથોસ્તી ગાથાને કાવ્યના રૂપમાં બ્હાર પાડવાનું બીડુ ઝડપ્યું છે; એ હીંદુ લેખક ભાઈએ અત્યાર પૂર્વે અનેક જરથોસ્તી વિષયો ઉપર " **ચેરાગ** " " **રાહેજરથુશ્ત** " વીગેરે પારસી પત્રોમાં જરથોસ્તીઓના જીગરને આનંદ આપે એવાં કાવ્યો " **હૃદયયોગી** " ના તખલ્લુસ સાથે પ્રગટ કરાવ્યાં છે.

એમણે આ નવુ સાહસ માથે ઉઠાવ્યું છે અને ગઝલના આકા-રમાં ગાથાઓનો તરજુમો ગોઠવ્યો છે. **ગુજરાતી ભાષા ઉપર એમનો સારો કાબુ છે અને એમની કાવ્ય કરવાની રચના સરળ છે બલકે જરથોશ્તીઓ તો ખાસ કરી ઝટ સમજી શકે એવી ઇબારત એમણે અખત્યાર કરી છે.**

**જેઓ ધર્મનાં શિક્ષણો મીઠી ગઝલો માર્ફતે પોતે અને બાળબચ્ચાંઓને ગ્રહણ કરવા કરાવવા ચ્હાતા હોય તેમને માટે આ પુસ્તક બહુ આવકારદાયક થઇ પડશે.**

ખરેખર આ કાવ્ય હજી વધુ ઝમકદાર બે રીતે થઇ શકશે. પ્રથમ ગઝલ ઉપરાંત બીજી રાગણીઓ દાખલ કરવે, અને બીજુ તરજુમાથી જરા વેગળા જઈ ગાથાના ઉંડા રહસ્યને કવિત્ત્વથી પ્રદિપ્ત કરવે; અને મને ઉમેદ છે કે આ સુચનાઓ ઉપાડી લેઈને એ ચંચળ લેખક પોતાનું આ કાર્ય, અથવા ભવિષ્યનાં કાવ્યો વધુ ઉત્તમ રીતે સફળ કરશે. **પ્રભુ તેમને આનંદમાં રાખે.**

**ફરેદુન કે દાદાચાનજી.**

# દાદાર અહુરમજદ

ગાંમ કરંજ તાલુકે ઓરપાડ
તા. ૨૭–૯–૨૫
મહેરબાન ભાઈ અમૃતલાલ **એમ** શાહ
જોગ પાલણપુર

જત તમો ભાઈએ હમારા પવિત્ર "ગાથા બા માએની"નો ગઝલમાં તરજુમો કર્યો તે "**રાહેજરથુશ્ત**"ના ડીસેમ્બર ૧૯૨૪ ના અંકમાં તથા જુન ૧૯૨૫ ના અંકમાં મેં વાંચ્યો છે.

ભાઈ, હું કાંઈ કાવ્ય રચનાનો અભ્યાસી નથી; પણ તમારો તરજુમો વાંચતા મને ઘણો આનંદ ઉપજ્યો હતો; અને આશા રાખુ છુ કેઃ–બીજાં જરથોસ્તી ભાઇઓ, અને બ્હેનો, ને પણ એ તરજુમો પસંદ પડશે, તેમજ કાવ્ય ગાવાની ઉલટ લઇ, પોતાના પયગમ્બર વિષેના ખ્યાલો, અને કલામો, પોતાના જીગરમાં સદા ગોખેલા રાખશે.

આ આગમય અવસ્તાના વિદ્વાન અભ્યાસીઓએ, ગાથાના તરજુમાઓ કર્યા છે, અને હાલમાં બીજા અભ્યાસીઓ તરફથી એ વિષે અવારનવાર ખુલાસાઓ છાપાદ્વારે બ્હાર પાડે છે, **પણ તમારીકાવ્ય રચનાથી, જરથોશ્તી ભાઇઓ, તથા બ્હેનોને ઘણું સુતરૂ અને સહેલું વાંચવાનું તેમજ એમાંથી ઘણું એક જાણવાનું મળશે, એવું મ્હારૂ આધિન મત છે.**

તા. ૧૩–૯–૨૫ ના "**કયસરેહિન્દ**"માં "**રાહેજરથુશ્ત**" નો રિવ્યુ લેનાર "**નોશાકરી પીલાં**" એ તમો ભાઈ માટે જે હર્ષભર્યા ઉદ્દગારો ઓચાર્યા છે, ને તમારી કાવ્યરચના માટે જાહેરમાં જે પ્રશંસા કરી, તમુને ઉત્તેજન આપ્યું છે, તે માટે બ્હેન **પીલાંનાં** દરેક શબ્દોને હું મળતો થાઉ છું, તેમજ તમોને હું ખરેખર ધન્ય-વાદ આપું છું.

તમો ભાઈ હિંદુ હોવા છતાં હમારા મહાન હજરત પયગમ્બર જરથુસ્ત્ર માટે જે માન ધરાવી કાવ્ય રચના રચવાનો શ્રમ ઉઠાઓ છો, તે વાંચીને તથા ઉમંગથી ગાઇને જરથોસ્તી ભાઇઓ, તથા બેહેનો ખુશીજ થશે એમ મારૂ માનવું છે.

તમારી કાવ્ય રચનાની કોશેષ વખાણને પાત્ર, છે એમ ભાર મુકીને હૂં લખું છું.

તમારાં પુસ્તક વિષે બ્હેન **"પીલાં"**એ સખી વજુદ બાનુઓ તેમ ગ્રહસ્થોને જે અપીલ કરી છે તેમાં હું સંપૂર્ણ ભાગ લેઉં છું, અને મારા તરફથી બે બોલ ઉમેરવાની રજા લેઉ છું કેઃ–સખી વજુદ બાનુઓ, અને ગ્રહસ્થો, આ પુન્યવંતુ કામ પોતાને માથે ઉપાડી લેવાને તથા છુટા છવાયા ગ્રાહકો થઈ, તમો ભલા અને ગરિબ બં-ધુની કદરની પીછાન યોગ્ય રીતે કરવાને ચુકશો નહી.

એ વિષે વધૂં તે શું લખું? મારી–કમીની શક્તિ મુજબ મેં મારો અભિપ્રાય દર્શાવ્યો છે. હાલ એજ અરજ.

લી. દુવાગો કમતરીન ખાકસાર
એરવદ મેહેરવાનજી મંચેરજી.
કરંજીઆની
દુવાબંદગી કબુલ કરશોજી.

પ્રિય ભાઇશ્રી **"હૃદયયોગી"**

આપનો મહેરબાની ભર્યો પત્ર તા. ૧૪ મીનો મળ્યો **"રાહે જરથુશ્ત્ર"**માં આપની ગુજરાતી ગાથા વાચી આનંદ થયો.

આપની નીતિમાન અને ભક્તિભાવ પ્રદર્શીત કરનારી કવિતાના દર્શન મને ઘણાંએક ચોપાન્યાંમાં થાય છે, અને એક નિર્મળ હૃદ-યની ઉર્મિઓને વળી ગાથા કાવ્યના પ્રદેશમાં વ્હેતી જોઈ વિશેષ આનંદ થયો. અવસ્તા ભાષાથી હું અજ્ઞાન છું; જો કે એટલું તો **નિર્વિવાદ છે કે ગાથાનો તરજુમો કરવો એ બહુ કઠણ છે;**

**વળી તે ભાષાંત્તરને કવિતામાં મુકવું એ મુશ્કેલીમાં વધારો કરવા જેવુ છે.**

ડૉ. લોરેન્સ મીલ્સ નામના વિદ્વાને ગાથાનો અક્ષરસ તરજુમો કર્યો છે; એ તરજુમા સાથે આપના કાવ્યનો કેટલેક ઠેકાણે મુકાબલો કરતાં જણાય છે કે, આપે સહેજ વધૂ છુટથી અને ખુલાસાથી ભાષાંતર કર્યું છે. એ કેવળ વ્યાજબીજ કહેવાય, કેમકે અક્ષરસ તરજુમાથી વિદ્વાનોને સંતોષ ઉપજે પણ તેમાં કવિતાનો જોશ ઝાઝો ઉતરતો નથી; માટે જ્યારે જરૂર પડે ત્યારે છુટથી તરજુમો કરવામાં આપે સારી સમજ વાપરેલીજ કહેવાય.

એક હીંદુભાઈ ગાથા કાવ્ય અજમાવે એ બહુ પ્રશંસા પાત્ર લેખાવું જોઈએ, એ કાર્યમાં મને આશ્ચર્ય લાગતું નથી; કેમકે ગાથા એ પ્રાચિન આર્ય ધર્મમાંનો એક ભાગ છે, અને એ આર્ય ધર્મ ઉપર એક આર્ય બંધુ મોહિત થાય એ વાસ્તવિકજ છે. અન્ય ધર્મ ગ્રંથોનું ભાષાંતર કરવું, અથવા તેમની ખુબી દર્શાવનારા લેખો લખવા એ વિશ્વ બંધૂત્વની ભાવનાને પુષ્ટિ આપી સુલેહ–શાન્તિનો વધારો કરે છે.

**આપની ભાષા બહુ સાદી, સરળ અને મીઠી છે, અને પારસી ભાઈઓની સગવડ માટે અઘરા સંસ્કૃત શબ્દોનો બહિષ્કાર કર્યો છે. તે આપે જે મતલબથી કાવ્ય રચ્યું છે તે જોતાં યોગ્ય જ થએલુ કહેવાશે, આપના અંતરનો ભક્તિ ભાવ આ લેખમાં ઉતરેલો જણાય છે.**

એકાદ ચીજ ઉપર આપનું લક્ષ ખેચું તો મને દરગુજર કરશો. આપના કાવ્યમાં છંદ સંપૂર્ણ કરવા માટે કેટલીક વાર જે "હા" શબ્દ વાપરવામાં આવ્યો છે, તેમ નહી કરતાં બીજા શબ્દોથીજ છંદ પુરો કરવામાં આવતે, તો વધુ મુનાસેબ થતે, એમ હું ધારૂં છું. આપે ઘણેક ઠેકાણે પ્રાસ જાળવ્યો છે, જો બધે જ ઠેકાણે

જળવાયા હતે, તો ગાથા વાણીની ગાયનની ઝમકમાં વધારો થતે, એમ માની શકાય.

આ પુસ્તક લખી આપે અમારી કોમની જે સેવા બજાવી છે, તે માટે અંતઃકરણ પૂર્વક આભાર, અને મુબારકબાદી સ્વીકારશો.

મારા ધારવા પ્રમાણે ધાર્મીક પારસી સાહિત્યમાં આ પુસ્તકનો વધારો ઘણો આવકારદાયક લેખાવો જોઇએ.

આપને ફતેહ ઇચ્છું છું.

લી. **ફીરોઝ કાવસજી દાવર**
એમ. એ. એલ. એલ. બી.
એકટીંગ લેકચરર ઈન ઇંગ્લીશ
ગુજરાત કોલેજ અમદાવાદ.

---

પ્રેમચંદ બીલ્ડીંગ.
કૉર્નર ગ્રાન્ડરોડ.
તા. ૧૫-૯-૨૫

મહેરબાન ભાઇજી અમૃતલાલ શાહ.

જત તમો ભાઇજી જશન કમિટી તરફથી નિકળતાં "**શાહેજરથુશ્ત્ર**" નાં ચોપાન્યામાં અમારા મહાન હજરત જરથુસ્ત્ર સાહેબ માટેની ગઝલ લખો છો, તે વાંચી ઘણો સંતોષ થયો છે. એ માટેનો મારો અભિપ્રાય નીચે મુજબ છેજી.

આપ ભાઇજી એક હીંદુ હોવા છતાં અમો જરથોસ્તીઓ તરફ તેમ જરથોસ્તી ધર્મ તરફ જે આવી ઉચ્ચ ભાવના દેખાડો છો. તેમજ તેને લગતો અભ્યાસ કરો છો, જે ખરેજ સ્તુતિને પાત્ર છે.

હાલ "**શાહેજરથુશ્ત્ર**" નાં બે અંકમાં અમારા ગાથાનાં તરજુમાને ગઝલના તરજુમામાં ફેરવી લખો છો, તે આપ ભાઇજીની દરેક કોશેષ હું વખાણને પાત્ર ગણું છું.

બીજું તમો એ ગઝલને એક પુસ્તક દ્વારા બ્હાર પાડવાની ઇચ્છા રાખો છો તેને હું ફતેહ ઇચ્છું છું.

આ તમારી ભલી ઉમેદો અમારી કોમ ઉપયોગી, અને ધર્મ ઉપયોગી કામ કરનારી સંસ્થા “ **જશન કમિટી** ” ને જો તમો અરજ કરશો, તો આ ધર્મ પુસ્તક છપાવી આપવાનું પુન્યવંતુ કામ જરૂ-રજ તેઓ બહાર પાડી આપશેજી.

મ્હારી ઘણી ભલી દુવાઓ સાથે
લી. દુવાગીર **રતનબાઈ ફ઼. પાવરી**

---

**પાર્બતીપુર**, તા. ૨૧-૯-૨૫.

સ્નેહી ભાઇશ્રી અમૃત એમ. શાહ, મુ. પાલણપુર.

જત ગાથા માટેનાં આપનાં કાવ્યો મ્હેં ઉલટથી વાંચ્યાં છે. આપ એક હીંદુ ભાઈ હોઈ અમારા જરથોસ્તી ધર્મ માટે આટલો બધો પ્રેમ ધરાવોછો તે જોઈ હું ઘણો ખુશી છું, અને આશા છે કે એ પુસ્તક બ્હાર પાડયા પછી જરથોસ્તી કોમ તરફથી આપને સારો આશરો મળશે; આપના પુસ્તકનો ઉદ્દેશ ઘણો ઉચ્ચ છે, આપે પારસી કોમને પ્રેમી કરવાનો વિષય હાથ લીધો છે, અને તેથી આખી પારસી પ્રજા પર તે ખરેખરો ઉપકાર કર્યો છે.

જે ઉદ્દેશથી આપે એ પુસ્તક બ્હાર પાડવા ઇચ્છયું છે તેનો મન-માનતો લાભ તેઓ લેશે, એમાં શક નથી. સર જમશેદજી જીજી-ભાઇ ટ્રાન્સલેશન ફંડ મુંબઈ ને લખશો તો મને દરેક આશા છે જે તેઓ મોટી સંખ્યામાં ખરિદ કરી નિશાળોમાં ધર્મ સંબંધી ઇનામોમાં પ્રચાર કરાવશે.

આપનો શ્રમ ખરેજ સ્તુતિપાત્ર છે. આ ગાથાના કાવ્યો તૈયાર કરતાં આપને અપુર્વ મહેનત પડી હશે એમાં કાંઈ શક નથી. આપના કાર્યમાં ઇશ્વરના આશીર્વાદ હોજો! આશા છે જે આપ કુશળ હશો.

લી. શુભેચ્છક સેવક
**કેખશરૂ દોરાબજી જીલા**ની સલામ.

---

# બોદા.

**અમદાવાદ**, તા. ૧૭-૯-૨૫

ભાઇ શ્રી "**હૃદયયોગી**"ને હાથ ઉપલુ પુસ્તક લખાઈ બહાર પડેલુ દરેક ઉત્તેજનને લાયક છે.

એઓ ભાઈ જોકે એક હીંદુ છે, અને અવસ્તાના જરાકે અભ્યાસી નથી, પરંતુ ગાથાનાં હાનાં તરજુમાઓ ઉપરથી એઓએ પવિત્ર કલમોનો સાર કવિતામાં રચી બહાર પાડયો છે, જોકે આપણા પવિત્ર ઝંદ અવસ્તાનાં પુસ્તકના તરજુમાઓ આપણા જરથોસ્તી અભ્યાસીઓ મારફત મ્હારા જેવાં અજ્ઞાનીઓ માટે બહુજ અજવાળુ નાખતા બ્હાર પાડયા છે, પરંતુ ઘણીકવાર આગલા પાછલા તરજુમાઓને કેટલાક જણાઓ જુદાંજ રૂપમાં સમજાવવાને મળે છે; ત્યારે એ માંહેથી કયા વજનદાર અને કયાને ઓછુ વજન આપવું તે વાંચનારને સમજવું બહુજ મુશ્કેલ થઇ પડે છે.

એ પવિત્ર કલમોની રચના ભાઈ "હૃદયયોગી" એ એટલી અચ્છી રીતે કરી છે કે ખાસ કરીને ન્હાનાં મ્હોટાં સર્વે જીગરોને એકાન્તમાં બેસતાં તો જરૂરજ એ કવિતાઓ મોઢે રાખવાનું કર્યું હોય તો ઠીક પડી જાય એમ છે.

એની એકેક નક્કલ અરસ પરસે જરથોસ્તી બચ્ચાંઓના હાથમાં ભેટ મેલાવવી જાઈએ, તેમજ જરથોસ્તી બાળકોની શાળાઓમાં ઇનામ આપવાને માટે પણ વાપરવાની ખાસ ભલામણ થઇ શકે.

માતાએ જરૂર પોતાનાં બાળકોમાં ધર્મ જ્ઞાનનો ફેલાવો કરવાની ચિવ્વત્ત લાગણી ધરાવવી જ જોઈએ. પોતાનાં નિર્દોષ ન્હાનાં વ્હાલાં બાળકોને નેકી નીતિનાં બોદા પસંદ રસ્તા ઉપર દોરવવાને આ કવિતાઓ થોડી થોડી રોજ મ્હોઢે કરાવવી જોઈએ, કે જેથી જરથોસ્તી ધર્મની બુલંદ નીતી રીતીઓનો સારો છાપ તેમનાં મગજ ઉપર બેસે.

ભાઈ "**હૃદયયોગી**"ની અનેક કવિતાઓ અત્યાર પહેલાં

માસીક માહવારીઓમાં વાંચનારનું સારૂ ધ્યાન ખેંચતી થઈ ગઈ છે. એમને આ પુસ્તક મારફત ખેંચેલા શ્રમને વાસ્તવિક ઉત્તેજન મળે એવી દુવા ઇચ્છતાં:—લી. **મહેરબાનુ ફીરોઝશાહ એડનવાળા.**

**ભાવનગર**, તા. ૨૧–૯–૨૫.

પરમ સ્નેહી ભાઇશ્રી અમૃતલાલભાઈની પવિત્ર સેવામાં

જત સલામ સાથે વિનંતી કરવાની કે આપ હમારા પવિત્ર ગાથાનો ગુજરાતી તરજુમો કરો છો, તે બહુ ઉમદા પ્રયત્ન છે. આપનો ગુજરાતી તરજુમો જે "**રાહે જરથુશ્ત્ર**"માં પ્રસિદ્ધ થયો છે, તે મ્હેં સંભાળીને વાંચ્યો છે; તે સરળ છે, ભાષા સાદી છે, સમજી શકાય તેવી છે, અને આપના તરજુમા ઉપરથી આપ પણ પવિત્ર ગાથાનું રહસ્ય સમજી ગુજરાતી કાવ્યમાં તેનું જીવન રેડો છો એમ મ્હારો નમ્ર અભિપ્રાય છે.

અલબત્ત પવિત્ર ગાથા Dead ભાષામાં હોવાથી તેના સાચા તરજુમા વિષે આપણને શંકા રહે છે, પણ આપે જે પ્રયાસ કરેલ છે તે ફળીભૂત થયો છે. હું ધારૂ છું કે જરથોસ્તી અંજુમન આપના કાવ્ય ઉપરથી તેમના પવિત્ર ગાથાનું રહસ્ય સ્હેલથી સમજી શકશે. **દરેક જરથોશ્તીનાં ઘરમાં, અને દરેક જરથોશ્તી બાળકના હાથમાં આ તરજુમાની એક કોપી હોવી જોઇએ**

હું આપને આપના કાર્યમાં સર્વ ફત્તેહ ઇચ્છું છું. આપે જરથોસ્તી કોમ ઉપર બહુજ અહેશાન કર્યો છે, અને તે અહેશાનનો બદલો તેઓએ તેનો સહૃદય વાંચન કરીને વાળવો જોઈએ. × × ×

લી. દુવાગીર ભાઈ,

**ફરામજી ખરશેદજી**ની દુવા સલામ

---

# પુસ્તક પરીક્ષા

## " ગઝલમાં ગાથા. "

રાહે જરથુસ્ત્ર, ડીસેમ્બર ૧૯૨૭.

**હરેક પારસી ઘરમાં જાળવી રાખવા લાયક ધર્મ પુસ્તક.**

( " રાહે જરથુસ્ત્ર " માટે રિવ્યુ લેનાર :—

**એરવદ સોહરાબજી શાપુરજી રાંદેરીયા.** )

કમનશીબ જરથોસ્તી ધર્મ! જ્યારે આ જડવાદી વીસમી સદીમાં આ બુલંદ મજહબમાંજ જન્મિ, પોતાને એક જરથોસ્તી કહેવાડે, ખુદ આ મહાન ધર્મ, અને તેની ભેદી અવસ્તાવાણીના એક અભ્યાસી હોવાનો ફાંકો રાખે, છતાં તેમાં સમાયેલું ભેદી રહસ્ય, કે જે સત્તા સમાન ગણાતા અભ્યાસીઓ વટીક ઉકેલી શક્યા નથી. તે નહિ સમજવાથી તેની ચાલુ ઠેકડી કરી, મનભાવતાં વિશેશણો વાપરી, દીનદાર જરથોસ્તીઓનાં દીલ રંજીદા કરે, એવા શખ્શો ધરાવવા આજે પારસી કોમ " નસીબવંત " છે! ત્યારે તેજ વખતે એક ઉધરતા હિંદુ કવિ તરફથી બહાર પડેલી ઉપલાં નામની ચોપડી ખચીત જ આપણું ધ્યાન ખેંચે છે, અને તેને ઉત્તેજન આપવાની આપણી ફરજ થઈ પડે છે! **" હૃદયયોગી "**ના જાણીતા તખલ્લુસ હેઠળ ઘણાંક ગુજરાતી અને પારસી ચોપાન્યાં અને પત્રોમાં જાણીતા થયેલા કવિ ભાઈ અમૃત એમ. શાહ તરફથી આપણા પવિત્ર ગાથાનો તરજુમો ગઝલમાં એક ચોપડીના રૂપમાં પ્રગટ કરવામાં આવ્યો છે. જેમાં એ ભાઇએ મરહુમ કાબેલ એરવદ કાવસજી એદલજી કાંગા જેવા બાહોશ અવસ્તાના અભ્યાસીની **" ગાથા-બા માયની "** ઉપરથી પોતાની કવિતાઇ શક્તિનો લાભ, સુંદર અને દીલપઝીર ગાયનોમાં આપણને આપ્યો છે, જે ખરેજ આવકાર-દાયક હોઈ જરથોસ્તીઓને ઉત્તેજન લાયક થઈ પડે છે.

મજકુર પુસ્તકમાં આપણાં પાંચે ગાથાનો તરજુમો ગઝલના રૂપમાં માત્ર તરજુમાનેજ વળગી રહી કાંઈબી પોતા તરફથી ઉમેરવા વગર આ કવિએ રજુ કર્યો છે, તેમજ દરેક ગાથાની શરૂઆતમાં એકેકી ગઝલ બોધદાયક રીતે રજુ કરી છે. તેમજ વળી આપણા માનવંત પયગમ્બર સાહેબ જરથોસ્તનું એક સુંદર ચિત્ર પુસ્તકની શરૂઆતમાં આપ્યું છે, જે આ ચોપડીની સુંદરતામાં વધારો કરે છે. વળી આ ચિત્રની બરોબર સામે એક તેને બંધબેસ્તી સુંદર ગઝલ રજુ કરી છે, કે જે જો પુરાં ધ્યાનથી તેમાં સમાયલા ઉંચ સ્મરણનો ભાસ મેળવવાની કોશેષ સાથે ગાવામાં આવે તો વગર શકે આપણને આ મહાન નર વિષે કાંઇક ખ્યાલ ઉપજ્યા વગર રહે નહિ. અને આવી રીતે આપણા આ સર્વેથી બિકટ અને ભેદી મંત્રોનો ગુજરાતી તરજુમો ગઝલરૂપી ગાયણોમાં લખવા માટે જે તકલીફ આ જૂવાન કવિએ ઉઠાવી છે, તેની કદરશેનાસીમાં આ પુસ્તક દરેક જરથોસ્તીએ ખરીદ કરવાથી હમારી ભલામણ છે. તેથી એક કાંકરે બે પક્ષી મારવાનો લાભ મળશે. એક તો હમારી જાણ મુજબ આ ગરિબ કવિને ઉત્તેજન મળશે કે જેથી આવું બીજું પુસ્તક જે પ્રકટ કરવાનું પડી રહ્યું છે તે જાહેરમાં રોશ્નિ જોવા પામશે, અને બીજું તો આવું એક ઉપયોગી પુસ્તક ઘરમાં રહેવાથી, આપણાં ઉઘરતાં બાળકોના મગજ ઉપર આપણાં બૂલંદ મજહબની શ્રેષ્ઠતાનો છાપ, જો તે ફુરસદને વખતે ગાવામાં આવે, તો ચાલુ પડતો રહેશે.

---

નોટઃ—**'ગઝલમાં ગાથા'** માટે ઘણા રીવ્યું, જરથોસ્ત પેપરોએ આપેલ છે. જે આખા જગ્યાને અભાવે અમો આપી શક્યા નથી, ટૂંક લાઇનો માત્ર અભિપ્રાય તરીકે મૂકી છે.

**ચેરાગે હિન્દ** :—

પારસી કોમની અને તેના પવિત્ર ધર્મની એક સારી સેવા બજાવી છે. એમ કહેવામાં આપણે કાંઈ અતિશ્યોકતી કરતા નથી. એક હિંદુ અને તેબી એક પારસી કોમના બીકટમાં બીકટ ગાથા વાણીનો ગઝલમાં ગુજરાતી તરજુમો બનાવે તે આપણે માટે અને આપણી પારસી કોમ માટે ઘણી ખુશી થવા જેવી વાત છે.xxx આ ચોપડી એક ઘણી ઉપયોગની અને મદદ કરવા લાયકની છે. નવસારીની બઝમો, મદરેસાઓ, અને એરવદ સાહેબ મુલ્લાંના ટ્રસ્ટી સાહેબો આ ચોપડીની થોડીક નકલો ખરીદ કરી કર્તાને ઉત્તેજન આપશે તેવી આશા છે.

**The Young Zaroastrian**:—ત્રિમાસીક ( કરાંચી )

xxx હમો દરેક પારસી લાયક કુટુમ્બને હૃદયની લાગણીથી એલ્તેમાસ કરીએ છીએ કે આ ચોપડીની એક એક નકલ ઘરમાં રાખી ઉધરતી પારસી ઓલાદનું કલ્યાણ કરવાની કોશેષ કરવી. આપણાં સાહિત્યની સેવા કરનારાઓ તો જરૂર જ કોઈને કોઇ મલી શકશે. પણ એવાં સાહિત્યની પિછાણ કરનારા અને તેને ઉત્તેજન આપનારાનાં જ વાખા છે. ખોદા કોમને સારી બુદ્ધિ બક્ષે! x x x

**પારસી સેવાઃ**–x x x જરથોસ્તી મંડળના કાર્યવાહકો તથા પુસ્તકાલયના વડાઓ, બની શકતી વધૂ નકલો ખરિદી તેનો જરથોસ્તી ધર્મ સંબંધી સાહિત્યનો પ્રચાર કરી ફરજના કરજમાંથી રૂણમૂક્ત થવા પ્રયત્ન કરશેજ.

ભાષણો કરી તખ્તા ધ્રુજાવનાર કરતાં એકાન્તમાં નીતીમાન જીંદગી ગુજારનારનાં નામ આપણે ઓછાં જ જાણીએ છીએ. વગર

ઘરપચે સંગિન સેવા બતાવતા આ ભાઇ પોતાના દયા, નીતિ તથા ઔદાર્યને લગતાં અપ્રકટ કાવ્યો પુસ્તકદ્વારા પ્રકટ કરવાની ઉમેદ ધરાવે છે. આશા છે જે કદરદાન વાંચકવર્ગ આ બાબતમાં એઓને આર્થીક સ્હાય કરી સાહિત્યદ્વારા દેશસેવા બજાવવાની તક હાથ ધરશે.

**નવરાશઃ**—× × ×આપણે આ ભુલવું ન જ જોઇએ, કે જાતે અને લોહીએ આ ભાઈ હીન્દુ છે, છતાં પોતાના હૃદયનો પારસી કોમ માટેનો છુપો પ્રેમ, આ કીતાબ રૂપે બાહેર કહાડયો છે. આ રીતે એ કોમ વચ્ચેનો એખલાસ રૂપી મોહબતનો ગાંઠ અતિશય મજબુત કરી આપ્યો છે. દરેક ચુસ્ત કયાંની લોહી ધરાવનાર પારસી બંદાએ એક એક નકલ ખરીદી લઈ, તેના કર્તાને, તેની રાતદીનની મહેનતનો બદલો વાળી આપવો ઘટે છે. અતિશય સાદી ને, સરળ ભાષામાં આવી અઘરી બાબત હાથ ધરી પારસી કોમને ખચ્ચીત ઉપકારમાં ગરકાવ કીધી છે.

**સાંજવર્તમાનઃ**—× × × એક હિંદુ તરીકે ગાથા ઉપર તેવણે જે પ્રેમ ભાવ બતાવેલો જણાય છે તે એક સાચા દીનચુસ્ત જરથોસ્તીને જેબ આપે તેવો વખાણવા લાયક માલમ પડે છે. દરેક પારસી કુટુંબે 'ગઝલમાં ગાથાની' રૂ. ૨)ની કીંમતની આ ચોપડીની એકેક નકલ પોતાના ઘરમાં રાખીને જરથોસ્તી ધર્મના આ ઉલટમંદ હીંદુ અભયાસીને જોઈતું ઉત્તેજન આપવાની જરૂર છે. પોતાનાં કુમળાં બાળકો ઉપર સ્વધર્મનો છાપ પાડવા માટે સરળ ગુજરાતી કાવ્યોનું આ પુસ્તક પારસીઓને ખચીત્તજ ઘણું ઉપયોગી થઈ પડશે. × × ×

**જ્ઞાન વર્ધકઃ**–×××એક હિંદુ ભાઇએ જે રીતે ગાથાનો ભાવાર્થ બરાબર ગુજરાતી ગઝલમાં રજુ કરેલો છે તે ઉપરથી એ ભાઇનો પ્રેમ ને અભિયાસ બીજા ધર્મ ઉપર કેવો છે :તે ખુલ્લુ જણાય છે. માટે આવા એક ઉલત મંદ લેખક મિત્રને થોડુંક ઉત્તેજન પણ પારસી કોમે ખાસ કરીને આપવું જોઇએ, કે તેથી તેઓ આગળ જતાં

બીજા ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવાની હામ ભીડે કે તેથી હવે પછી નવા સાહિત્ય ઉપર અજવાળું પડે. આ લેખક મિત્ર ભાઇને અમો ત્હેના કામમાં ફતેહ ઇચ્છીએ છીએ.

**આફ્રિક**:—જાણીતા લેખક અમૃત એમ. શાહ તે "હૃદય-યોગી" ની કલમથી "ગઝલમાં ગાથા" નામનું પુસ્તક પ્રગટ થયું છે. હિંદુ કલમકસો પારકા ધર્મના પુસ્તકોનો અભ્યાસ કરે એમ જોવામાં આવ્યું નથી જ્યારે રા. રા. અમૃત શાહે ગાથા જેવા જરથોસ્તી મહ-ઝબના શાસ્ત્રને કાવ્યમાં રચવા કોશેશ કરી છે એ ખચીત્ત જ સ્તૂતી પાત્ર છે અને જરથોસ્તી કુટુંબો તરફથી ઉતેજન મળવાને લાયક છે. આ પુસ્તક માટે અમારા ભણેલા ભાઈ જહાંગીર વીમાદલાલનો અભિ-પ્રાય વધુ અગત્યનો થઈ પડશે. × × ×

**ચેરાગ**:—× × × પારસીઓમાં નાટકોનાં કે બીજાં ગાયનો ગવાય, તેને બદલે સહેલ એબારતમાં લખાયલી આ ગઝલો ગવાય તો કોમમાં ભક્તિનો વધારો થાય તેમાં કશો શક નથી. × × ×



# તમે પારસી છો?

## તો

### તમારા ઘરમાં ધર્મભાવનાને

### જમાવતું પુસ્તક.

## "અશો જરથુશ્ત ને ગીતાંજલી"

વસાવી ને તેના કર્તા મરહુમ "હૃદયયોગી" એ જન્મભર કરેલી પારસી-કોમની અનન્ય સેવાનું ઋણ અદા કરો.

**આ પુસ્તક અઢીસો ઉપરાંત પૃષ્ટનું, પાકી બાઈન્ડીંગમાં અશો સ્પીતમાન જરથોશ્ત પયગંબર સાહેબનું જીવન વૃત્તાંત અને તેમની સીફતમાં રચાએલા સંખ્યાબંધ કાવ્યો અમૂલ્ય બોધક મોનોજાત** જેવા ગઝલ રાહમાં છે. અને તેનો દિબાચો પારસી સાક્ષર રત્ન મરહુમ શેઠ સો. મ. દેસાઇ સાહેબે અતિ વિદ્વતા ભર્યો મનન કરવા જોગ લખ્યો છે.

કિંમત રૂ ૨-૦-૦

**"ગઝલમાં ગાથા" અને "અશોજરથુશ્તને ગીતાંજલી"**
સાથે લેનારને **બંને પુસ્તકો રૂ. ૩-૦-૦ માં મલશે.** (પોસ્ટ અલગ)

લખોઃ——

| | |
|---|---|
| **મહેરજી. મા. ભાથેના.**<br>ચીંચ પોકલી. મીરા કેમીકલવર્કસ.<br>પરેલ. (**ફોન નં. ૪૧૦૦૭) મુંબઇ.** | **જયંતીલાલ અ. શાહ.**<br>ભોયવાડા પોળ. ધોબીસ્ટ્રીટ<br>**અમદાવાદ.** |

(**મુંબઇ ખાતેથી** બન્ને બુકો ફોન કરવાથી અથવા કાર્ડ લખવાથી વિના પોસ્ટે ઘર બેઠા પહોંચાડવામાં આવશે.)

નીચે આપેલ અભિપ્રાયો ઘણા લાંબા છે. પરંતુ જગ્યાના અભાવે અત્રે ટૂંક આપેલ છે.

# અશોજરથુસ્ત ગીતાંજલીને મલેલા અભિપ્રાયો.

---

**મુંબઈના જાણીતા ધર્મ અભ્યાસી અને વકતા તરફથી:—**

× × × × આ પુસ્તકના બારીક અભ્યાસ પછી એકે એક જરથોસ્તીને આ પુસ્તક ખરીદવાને હું મજબુત ભલામણ કરૂ છું. આ પુસ્તક વાંચનારને ખુદાની ખુદાવંદી તેમજ દાનાઇ અને અશો જરથોસ્તની ઉંચી પવિત્રાઇ તેમજ સત્યતા માટેની લડતનો ઘણો સુંદર ખ્યાલ મલે છે. × × × × નવજોત કે શેહાદીના પ્રસંગે નવજોતીને અને પરણતાં જોડાને આપવાની ભેટમાં આ પુસ્તકનો જરૂર જ સમાવેશ થવો જોઇએ. × × × × **જાલ અરદેશર બઝાં**

**સાંજ વર્તમાનઃ**-×× એક ગુજરાતી લેખક જરથોસ્તીધર્મનો સરસ અભ્યાસ કરીને સપીતમાન જરથોસ્તના જીવન સુત્રોને ગુજરાતી કાવ્યોમાં ઉતારો એ આનંદ અને આશ્ચર્યની વાત છે, અને તેઓ પોતાના સાહસમાં સફળ થયા છે. **શાળા** અને **પાઠશાળાઓમાં આ ગીતાંજલી પારસી બાળકોને પાઠય પુસ્તક તરીકે ચલાવવાની ભલામણ કરી શકાય એમ છે.**

**નવસારીવાળા પારસી સાક્ષર રત્ન શેઠ શ્રી. સો. મ.** દેસાઇ સાહેબે પ્રસ્તાવનામાં લખેલ કેટલુંક ટુંક નિવેદનઃ—

**"અશો જરથુસ્તને ગીતાંજલી" પારસીઓમાં ઘેર ઘેર ગવાતી થાય એવી મ્હારી પ્રાર્થના છે.** વળી સઘળા સ્થળોમાં જ્યાં જ્યાં જશન-કમિટીઓ છે, બઝમો છે, અને જરથોસ્ત ધર્મ પુસ્તકોને ઉત્તેજન આપવા સારૂ મુંબઇની પારસી પંચાયત વિગેરે પાસે જે ફંડો છે તેમાંથી આ પુસ્તકો ખરીદવામાં આવશે તથા જે જે શાળાઓમાં ધર્મ શિક્ષણો આપવામાં આવે છે, તે તે શાળાઓમાં ટેક્ષ બુક તરીકે આ

પુસ્તક ચલાવવામાં આવશે તો જરથોસ્તી ધર્મની હાલની પરિસ્થિતી જોતાં અત્યંત લાભ થવા પામશે.

**જામેજમશેદઃ**—× × × સવારે બંદગી વખતે એકેક ગઝલ વાંચવામાં આવે તો બેહદીનો ઉપર તેની મજેની ધારમીક અસર પડે એમ છે. લેખકને તેમજ પ્રકાશકને આવું ઉમદા પુસ્તક બહાર પાડવા માટે મુબારકબાદી ઘટે છે. પુસ્તકની આ આવૃતીમાં જરથોસ્ત સાહેબનું જાણવા જોગ જીવનચરિત્ર પણ ઉમેરી આપવામાં આવ્યું છે.

---

# સાહિત્ય વિલાસી ભાઇ બ્હેનોને

## જાહેર વિનંતી કે:-

સત્ય, દયા, નીતિ, ઔદાર્ય, વિગેરે વિગેરે ભિન્ન ભિન્ન બાબતો પર રચાયલાં **મરહુમ હૃદયયોગીનાં કાવ્યોનો એક મોટો સમૂહ કે જે હજી અપ્રકટ જ** છે. તેમાંનાં કેટલાંકની ચુંટણી કરી એક પુસ્તકના આકારમાં પ્રકટ કરવાની ખાહેશ છે; તો તેમ કરવાને કોઈ શ્રીમંત મહેરબાનો આર્થીક સ્હાય કરવાની મહેરબાની બતાવશે તો તે ખાતે મોટો ઉપકાર લેખાશે.

લખોઃ—

**જયંતીલાલ અમૃતલાલ શાહ**

**રાજામહેતાની પોળ,**

**બ્રહ્મપુરી પોળ, ૧૦૮૬**

**અમદાવાદ.**

# "FRIENDS ENVY THE WHITENESS OF OUR WASHING"



*Says*
**Mrs. Chandanben Maganlal Sukla of Bombay**

*"Since we started washing the best clothes at home with 501 'Special' many friends have asked how I get our shirts, dhoties and saries so beautifully fresh and white. It is because 501 'Special' Soap takes out the dirt quickly and gently without damaging the materials. Our clothes look better and last longer than ever before."*

(Mrs. Chandanben Maganlal Sukla)




# 501

## "SPECIAL" SOAP

*MAKES WHITE CLOTHES STAY WHITE*

*Pure Swadeshi*
*Free from animal fat*




TOMCO SALES DEPT.
P. O. Box 826, Bombay

THE TATA OIL MILLS CO., LTD.
Bombay House, Bombay.

Please send me free samples of your soaps. I enclose 1 anna stamp to cover postage.

Name (Mr. Mrs. or Miss) ..................

Address..................

..................No...........

*(Please write in Block letters)* (903)

મરહૂમ કવિ શ્રી

“હૃદયયોગી”

ની બે સુંદર કૃતિઓ

[૧]

## અશો જરથુશ્તને

## ગીતાંજલિ

કિં. બે રૂપિયા

અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબનું જીવન-વૃત્તાંત અને તેમની સિફતમાં રચાયેલ સંખ્યાબંધ કાવ્યો.

[૨]

## ગઝલમાં ગાથા

કિં. બે રૂપિયા

તા. ક. આ બંને પુસ્તકો એક સાથે ખરીદનારને રૂપિયા ત્રણમાં મળશે.

: ઠેકાણું :

**જયંતીલાલ એ. શાહ**

**રાજામહેતાની પોળ, ખાડીયા ૧૦૮૩**

**અ મ દા વા દ.**

એડવાન્સ પ્રિન્ટરી, અમદાવાદ.




જાણીતા પારસી સાક્ષરરત્નનો

## અભિપ્રાય

એક હિંદુ ગૃહસ્થ પોતે પર કોમી હોવા છતાં આટલા બધાં માન-ભાવ જરથોસ્તી ધર્મ અંગે દર્શાવે તે ઓછું ખુશી તેમ અજબ થવા જેવું નથી. તેથી આપણી આખી કોમે તેમનો ઉપકાર માની ધન્યવાદ આપવા સાથે તેમના કવિત્વમય જીવન પરત્વે અચૂક ઉત્તેજન દેવાની આપણી ધર્મ–ફરજ હોવાનું સમજવું જોઇએ.

ભાઇ શ્રી "હૃદયયોગી"નાં બીજાં એવાં પ્રકટ થવાનાં બાકી રહેલાં કાવ્યો પણ બીજા જરથોસ્તી નર નારીઓ ઉત્તેજન આપી સંગ્રહ રૂપે છપાવે તો પોતાનો ધર્મ, પોતાના સદ્દગુરૂ અને પોતાના ખુદાની ઉચ્ચ સેવા જ કરેલી ખચિત્ત ઠરશે. * * *

મરહૂમ શો. મ. દેશાઇ